॥ श्रीराजराजेश्वरो विजयते ॥

# ॥ श्रीगोपालचिंतामणिविजयम् ॥

# छायानाटकम्.

महामाहेश्वर भट्टश्रीमाहेश्वरतनुजनुषा
शंकरलालेन रचितम्.

श्रीकैलासवासिनां प्रख्यातप्रतापवैद्यवर्य विद्वद्वर्य
भट्टश्री विठ्ठलजिदात्मज वैद्यराजश्रीजटाशंकर
शर्मणां पवित्रनामस्मरणाय तत्सन्मित्रमंडलेन.।

श्रीजामनगरस्थ रा. प्रियतमलालस्य मनोरंजक
मुद्रायंत्रालये मुद्रापयित्वा प्रसिद्धिंनीतम्.

सं. १९१८ वर्षीयकार्तिकशुक्लपूर्णिमायां चंद्रे.

मूल्य रु. १.



राजानः सुखिनो भवंतु सततं गोविप्रसंपालनै-
र्विप्रक्षत्रविशोंघ्रिजाश्च सुखिनः संत्वत्र गोरक्षया ।
सद्बोधप्रदकल्पनाः सुकवयः कुर्वंतु ताः सर्वतोऽ-
प्याकल्पं प्रसरंतु सत्करुणया गोपालचिंतामणेः ॥

॥ श्रीराजराजेश्वरो विजयते. ॥

# ॥ अर्पणपत्रम्. ॥

हे सन्मित्रमणे भिषग्गणमणे श्रीमज्जटाशंकर
श्रीमच्छैलसुतामहेशकरुणासंप्राप्ततत्सन्निधे ।
धैर्यौदार्यदयादिसद्गुणगणान् स्मृत्वा मुहुस्तावकान्
तुभ्यं त्वत्कवितामुपायनपदं नीत्वा कृतार्था वयम् ॥१॥
सौजन्यं निरुपाधि निर्मलतरां मैत्रीं सखे सौहृदं
वात्सल्यं सदयत्वमुत्तमतमं सौभ्रात्रमत्यद्भुतम् ।
स्मारंस्मारमनन्यतुल्यमखिलं त्वत्सद्गुणानां गणं
तुभ्यं त्वत्कृतमेवनाटकमिदं दत्वा कृतार्था वयम् ॥२॥
भक्तिर्गोष्ववतुला तथैवच सखे गोपालचिंतामणौ
निर्व्याजाविमलाऽचला च भवतश्चिंतामणीशार्चने ।
दृष्टास्माभिरतस्तदीयमहिमोत्कर्षं भवन्निर्मितं
तुभ्यं नाटकमेतदत्रभवते दत्वा कृतार्था वयम् ॥३॥

विज्ञप्तिरियं त्वदीयसहजसद्गुणगणानुभवविक्रीत
स्वांतसर्वस्वस्य त्वदीयमित्रमंडलस्य सप्रेम-
प्रणामपुष्पांजलिसमर्पणपूर्वा.

॥ श्रीराजराजेश्वरोजयति ॥

# श्रीप्रस्तावना.

श्रेयःश्रियेऽस्तुवःसुज्ञाः श्रीसदाशंकरःसदा ।
विदितंचास्तु युष्माकं सद्गुणैकानुरागिणाम्॥१॥
मित्रैः पवित्रैःसच्चित्रचरित्रैरनुवासरम् ॥
श्रीमद्गोकुलगोपालचिंतामणिपरायणैः ॥ २ ॥
महाम्बानगरावासैर्गोरक्षाभ्युदयोत्सुकैः ।
परोपकारकरणप्रवीणैश्च प्रतिक्षणम् ॥ ३ ॥
अर्थितो नाटकं कर्तुं श्रीगोपालमणेर्मुदा ॥
जनोयमसकृन्मंदोप्यमंदस्नेहनिर्भरैः ॥ ४ ॥
श्रीमोंघीबाश्रीरवाजित्पुत्ररत्नेनभूभुजा ॥
श्रीमद्वाघजिता जीसी आई इतिपदस्पृशा ॥५॥
प्रेम्णा कृतः स्वप्रजैकश्रेयःप्रियहितैषिणा ॥
श्रीरवाजित्पाठशालाध्यक्षः श्रीमोरबीपुरे ॥६॥
महामाहेश्वरश्रीमद्भट्टमाहेश्वरात्मजः ॥
जनोयमकरोत्स्मृत्वाह्ययविद्याप्रदौ गुरू ॥ ७ ॥
दयामृतमयात्मानौ श्रीकेशवमहेश्वरौ ॥
तथाश्रीराजराजेशंस्वकीयकुलदैवतम् ॥ ८ ॥
आरंभंनाटकस्यास्यपूर्वसंवत्सराष्टकात् ॥

सविघ्नविमुखः सर्वे समारंभा इति स्फुटा ॥९॥
श्रेयांसि बहुविघ्नानि भवंत्येवेति चापरा ॥
लोके जागर्ति लोकोक्तिस्तस्या एवानुसारतः ॥
नपूर्णतामगाद्विघ्नैर्नाटकंसमुपद्रुतम् ॥ १० ॥
संवद्वेदेषुनंदेंदु १९५४ मितवर्षे पुनश्च माम् ॥
सन्मित्रचिंतामणयः श्रीजटाशंकराह्वयाः ॥११॥
स्वपुत्ररत्नश्रीचंदूलालस्य सुगुणांबुधेः ॥
कैलासवासिनो नाम्न पवित्रमजरामरम् ॥ १२ ॥
कर्त्तुमप्रेरयन् पूर्णं तूर्णं कुर्विति नाटकम् ।
नैतावदेवकवितानिर्मितौचसहायताम् ॥ १३ ॥
अकुर्वंस्तेसहृदयाःसदयाग्रसरावराः ॥
तत्साहाय्यप्रेरणाभ्यांगुरुदेवप्रसादतः ॥ १४ ॥
बाणबाणांकभूसंख्यवर्षीयचैत्रमास्यदः ॥
शुक्लायां श्रीनवम्यां तन्नाटकं पूर्णतां गतम्॥१५॥
तद्विलोक्याखिलं पूर्णसंतोषमभजंत ते ॥
अवदंश्च दयापूर्णहृदयाःसरलाशयाः ॥ १६ ॥
वात्सल्यामृतसंपूर्णाःश्रीजटाशंकराह्वयाः ॥
चिरंजीविचंदुलालापरसंज्ञमिदं सखे ! ॥ १७ ॥
गोपालचिंतामणिसन्नाटकं विदुषांमुदे ॥

श्रीध्रुवाभ्युदयं चेदममर्त्यमूलशंकरम् ॥ १८ ॥
मुद्रापयित्वा नेष्यामि प्रसिद्धिपरमां द्रुतम् ॥
इत्युक्त्वा ते गताः श्रीमन्महांयानगरींप्रति॥१९॥
सन्मित्रचिंतामणयस्तेपि हा दैवयोगतः ॥
कैलासवासितां प्राप्ताः सदाशिवपदाश्रयाः॥२०
सर्वेभ्यो बलवद्भ्योपि दैवं हि बलवत्तरम् ॥
कैलासवासिनां तेषां प्रेमप्रेरणया तया ॥ २१ ॥
कयापि प्रेरितंश्रीमत्तदीयं मित्रमंडलम् ॥
तेषां पारोक्ष्यसौहार्दे विधातुं तन्मनोरथम्॥२२॥
पूर्णतां नयति प्रेम्णा परमेण समन्वितम् ॥
मुद्रापयित्वागोपालचिंतामणिसुनाटकम् ॥२३॥
तेन मन्ये धनं मित्रमंडलं न धनं धनम् ॥
नोपकारं च तस्याहं विस्मर्तास्मि कदाचन ॥२४॥
रसेशाचार्यवैद्यश्री मणीशंकरशर्मभिः ॥
वैद्यैःश्रीशुक्लसंज्ञैश्चश्रीविश्वनाथशर्मभिः ॥ २५ ॥
भ्रातृवात्सल्यविवशाशयैः स्नेहसुधामयैः ॥
कृतं यदत्र साहाय्यं विस्मरिष्याम्यहं न तत्॥२६।
विश्वबंधुवरझंडुभट्टसत्सूनुनाऽत्ररचितासहायिता
या न तांकथयितुं क्षमोस्म्यहं तान्छिवायशिवम-

धैर्येऽनिशम् ॥ २७ ॥

सूक्तिरंजितसमस्तशास्त्रिणा ।
शास्त्रविज्ञमणिहस्तिशास्त्रिणा ॥
दिग्दिगंतगतकीर्तिकौमुदी- ।
केशवार्यगुरुधर्मसूनुना ॥ २८ ॥
या कृताऽत्रमहती सहायिता ।
तां न वक्तुमलमस्मि केवलम् ॥
प्रार्थये तदुदयाय सर्वदा ।
शंकरं सकललोकशंकरम् ॥ २९ ॥
श्रीचंद्रचूडचरणांबुजयुग्मबंधु ।
श्रीप्रेमशंकरविदां तनयेन सद्यः ॥
भाषांतरं रचितमस्य सुनाटकस्य ।
श्रेयःश्रियेभवतु तस्य ततो महेशः ॥ ३० ॥
साहाय्यमत्र रचितं सुजनैश्च यैर्यैः ।
स्वैश्चित्तवित्तवचनैश्च वपुःक्रियाभिः ॥
तेषां सदाभ्युदयदोऽस्तु सदाशिवःश्री ।
शैलात्मजाहृदयवल्लभइंदुमौलिः ॥ ३१ ॥

किं बहुना पल्लवितेनेति विरम्यते सप्रणामसहस्रार्पणपूर्वम्

भट्टमाहेश्वरतनुजनुषा शंकरलालेन ।

# ॥ श्रीराजराजेश्वरो जयति ॥

**यां विना नैकमप्यर्द्धं वाप्यक्षरं लिखितुं जनः ।**
**शक्तस्तामीशकरुणामनुक्षणमुपास्महे ॥**

## ॥ श्रीहाटकेश्वरो विजयते ॥

શ્રી કૃપાલુ પરમેશ્વરે પોતાની અપ્રતિમ કૃપાલુતાને લીધે સર્વ લોકોને અનેક પ્રકારના લાભ, અનેક પ્રકારનાં સુખ અને અનેક પ્રકારના આનંદ આપવા માટેજ આ જગત્‌માં અનેક પ્રકારનાં રત્નો રચેલાં છે, રચાયછે અને રચાશે.

કેટલાંક રત્નો સ્થાવર હોયછે અને કેટલાંક રત્નો જંગમ હોયછે. સ્થાવરરત્નનાં મૂલ્ય કરતાં લાખ કે ક્રોડગણું અધિક જંગમરત્નનું મૂલ્ય ગણાયછે. જે કાંઇ જંગમરત્નોથી લોકોને લાભ થાયછે તેના લક્ષાંશ લાભને પણ સ્થાવરરત્ન આપી શકતાં નથીજ. અનેક પ્રકારનાં જંગમરત્નોમાં પણ ઉત્તમોત્તમ જંગમરત્ન તે માનવરત્ન ગણાયછે. માનવરત્નથી ઉત્તમ રત્ન કોઇપણ જગતમાં ગણાતુંજ નથી, એકપણ માનવરત્નથી સઘળું કુલ શોભેછે, એકપણ માનવરત્નથી સઘળી જ્ઞાતિ દીપેછે, એકપણ માનવરત્નથી આખું નગર પ્રસિદ્ધિમાં આવેછે અને એકપણ માનવરત્નથી આખો દેશ પ્રખ્યાતિ પામેછે એ કોનું અજાણ્યું છે? ઉપરનાંજ કારણોથી અનેક પ્રકારનાં અન્યરત્નોથી પોતાના ભંડારો ભરપૂર હોવાછતાં રાજાઓ, મહારાજાઓ અને રાજાધિરાજાઓ માનવરત્નોનોજ સંગ્રહ કરવામાં મનવચનકર્મથી મંડ્યા રહેછે. આવાં માનવરત્નની પ્રાપ્તિ થવી એ ઓછા ભાગ્યનું કે ઓછા પુણ્યનું ફલ નથી તેમજ એવાં માન-

વરત્નની હાનિ થવી એ ઓછાં દુર્ભાગ્યનું કે ઓછાં પાપનું ફલ નથી. કોઇ દૈવીકોપથી, કોઇ દુર્દશાના યોગથી કે કાલભગવાનની ગહનમતિના મહિમાથી આ ચાલતા દશકાગાં એટલે ૧૯૫૦ ની શાલથી આજસુધીમાં અનેક અમૂલ્ય માનવરત્નોને આપણે ખોઇ બેઠા છીયે એ ઓછા ખેદની વાત નથી. હવે પરમકૃપાલુ પરમેશ્વર માનવરત્નનીજ ચોરી કરવામાં ચુસ્ત રહેલા ચોરને યોગ્ય શિક્ષાએ પોચાડીને પોતાની કૃપાદૃષ્ટિરૂપ અમૃતની વૃષ્ટિથી પાછું જગત્માં માનવરત્નોનું દિનપ્રતિદિન અધિકાધિક અભ્યુદય, અભિવૃદ્ધિ અને અભિસંરક્ષણ કરો એવી અમે દીનબંધુ દયાસિંધુ શ્રી જગદીશ્વર પાસે પ્રણામપૂર્વક પ્રાર્થના કરીયેછીયે. અને ભક્તવત્સલ ભગવાન્ ઉપરની અમારી પ્રાર્થનાને સફલ કરશેજ એવી આશા છે. તથાસ્તુ.

મિત્રો ! અમેપણ એવાંજ એક માનવરત્નનું ટુંક જન્મવૃતાંત લખીને તેનાથી થયેલા અમારાઉપર અનેક ઉપકારોનું કાંઇક આનૃણ્ય પામવા ઇચ્છીયે છૈયે. તે શ્રીમુંબઇનિવાસી સુપ્રસિદ્ધ રા. રા. વૈદ્યરાજ જટાશંકર વિઠ્ઠલજી ભટ્ટ જેનો જન્મદિવસ સંવત્ ૧૯૦૦ના આષાઢ વદિ ૨ જન્મભૂમિ શ્રીજામનગર, જ્ઞાતિ અહિચ્છત્ર પ્રશ્નોરા નાગરગૃહસ્થ યજુર્વેદ, માધ્યંદિની શાખા, ભારદ્વાજ ગોત્ર, ત્રિપ્રવર. ( આંગિરસ, બાર્હસ્પત્ય, ભરદ્વાજ.)તેમના પવિત્ર પિતાજી રા.રા. વૈદ્યરાજ ભટ્ટજી શ્રીવિઠ્ઠલજી શ્રી જામનગર મહારાજાના રાજવૈદ્ય હતા. તેમજ પ્રખ્યાત પંડિત હતા અને આયુર્વેદવિદ્યાના તો તે પારંગત હતા. રા. રા. વૈદ્યરાજ ઝંડુભટજી રા. રા. વૈદ્યરાજ બાવાભાઇ અને રા. રા. વૈદ્યરાજ પ્રભુરામ વિગેરે વિગેરે સુપ્રસિદ્ધ વૈદ્યોયે. રા. વિઠ્ઠલજી ભટ્ટ પાસેથીજ આયુર્વેદ વિદ્યારૂપ સંપત્તિ મેળવેલ છે. એટલે વૈદ્યરાજ જટાશંકરભાઇ સુપ્રસિદ્ધ પંડિત વૈદ્યરાજ-

શિરોમણિ વિઠ્ઠલજી ભટ્ટજીના પુત્ર થાય. જગત્પ્રખ્યાત વિશ્વહિતૈષિ જગદ્બાંધવ મહાશયશિરોમણિ વૈદ્યરાજ ઝંડુભટ્ટજીના તથા શ્રીરસૌષધશાલાચાર્ય રસશાલાસ્થાપક રા. રા. વૈદ્યરાજ મણિશંકર ભટ્ટજીના નાના ભાઇ થાય તેમજ રા. રા. વૈદ્યરાજ પોપટભાઇ કે જે હાલ શ્રીચૂડા તથા શ્રીવઢવાણ મહારાજાના રાજવૈદ્ય છે તેના અને રા. રા. વૈદ્યરાજ વિશ્વનાથભાઇ કે જે હાલ શ્રીમોરબી મહારાજાના રાજવૈદ્ય છે તેના મોટા ભાઇ થાય તે ઉપરથી એ પાંચે ભાઇયો કુલપરંપરાથી આરાધિત શ્રીઆયુર્વેદવિદ્યાદેવીના કૃપાપાત્ર છે એમ સિદ્ધ થાયછે. અમારા સન્મિત્ર રા રા. જટાશંકરભાઇને સં. ૧૯૦૯ના વૈશાખ માસમાં યજ્ઞોપવીત આપ્યું હતું, એતો જગત્પ્રસિદ્ધ અને શાસ્ત્રપ્રસિદ્ધ વાત છે કે ચક્ષૂરાગ અથવા તારામૈત્ર એ કોયને કોય સાથે બંધાયછે તે કાંઇ અનિર્વાચ્ય પૂર્વજન્મના સંબંધથીજ બંધાયછે, તેજ પ્રમાણે આ વૈદ્યરાજને શંકરલાલ માહેશ્વર સાથે અને શંકરલાલ માહેશ્વરને આ વૈદ્યરાજ સાથે અતિશય બાલ્યાવસ્થાથીજ મૈત્રીભાવ બંધાયો હતો. શંકરલાલનું મોશાલ જામનગરમાંજ હોવાથી તેમને પણ જામનગરમાં જટાશંકરભાઇની સાથેજ એકજ દિવસે યજ્ઞોપવીત આપવામાં આવ્યું હતું. યજ્ઞોપવીત આપ્યાપછી વૈદ્યરાજે અને શંકરલાલે પરમપ્રેમાર્દ્ર ભટ્ટજી પ્રેમશંકર ગોકુલજી પાસે અભ્યાસ કરવા માંડયો પણ વચમાં શંકરલાલને મોરબી જવાથી અભ્યાસ અટકી પડયો અને જટાશંકરજીયે સારસ્વત, કુમારસંભવ, કિરાત અને અમરકોશ વિગેરેનો અભ્યાસ પ્રેમશંકરજી પાસેજ કરેલ હતો. શંકરલાલે મોરબીમાં પોતાના પિતાજી પાસે અભ્યાસ ચલાવ્યો પણ જટાશંકરજી તે પાછલ રહી ગયા, એટલામાં ૧૯૧૧ ના આષાઢ સુદિ ૧૧ ને દિવસે આપણા વૈદ્યરાજનાં પરમપવિત્ર માયાલુ માતુશ્રી સૂર્યકુંવરે શ્રીકૈલાસવાસ કરતાં તેણે પોતાના પરમપૂજ્ય પિતાજીનીજ સેવામાં રાતદિવસ

રહેવા માંડયું અને કાવ્ય વિગેરેનો અભ્યાસ છોડી વૈદ્યવિદ્યાનો અભ્યાસ પિતાજી પાસે કરવા માંડયો. જ્યાં જ્યાં પિતાજીનું પધારવું થાય ત્યાં ત્યાં સાથે જવું થવાથી અભ્યાસ અને અનુભવ અતિ પરિપક્વ થયાં એટલુંજ નહીં પણ પિતાજીની પરમ શ્રદ્ધાથી ભક્તિ કરવાથી પિતાજીના અનેક શુભાશીર્વાદની અને સદ્વિદ્યાની સંપત્તિ આપણા મિત્ર વૈદ્યરાજે મેળવી હતી. સંવત્ ૧૯૧૪ના આષાઢ સુદિ બીજથી જટાશંકરભાઇયે પોતાના પૂજ્ય પિતાશ્રીની આજ્ઞાથી જગત્પ્રખ્યાત વિદ્વચ્ચક્રચક્રવર્તિ શ્રી જામનગરના રાજપંડિત શાસ્ત્રિજી શ્રીકેશવજી મોરારજી પાસે અભ્યાસ કરવા માંડયો. મોરબીવાળા શંકરલાલ કે જે સં. ૧૯૧૨ થી શાસ્ત્રિજી પાસે ભણતા હતા તેનું હવે સહાધ્યાયીપણું થયું માતૃકુલના સંબંધનો પ્રેમ પિતૃકુલના સંબંધનો પ્રેમ, પૂર્વજન્મના સંબંધનો પ્રેમ અને શ્રીગુરૂકુલમાં સહવાસના સંબંધનો પ્રેમ એમ અનેક પ્રકારના પ્રેમથી તે બન્નેનાં હૃદય પરસ્પર અત્યંત બંધાઇ ગયાં હતાં તેમાં વળી ઇશ્વરકૃપાથી અને દૈવીપ્રેરણાથી એક પ્રસંગે વિઠ્ઠલજી ભટ્ટજી, મહેશ્વર ભટ્ટજી અને શાસ્ત્રિજી શ્રીકેશવજી સાથે બેઠા હતા ને આ બન્ને મિત્રો તે વખત નલચંપૂ ભણતાહતા તેનો પાઠ લેવા ગુરૂશ્રી પાસે બેઠા અને દૈવયોગથી તેદિવસેજ "तस्यच अपर इवात्मा द्वितीयामिव हृदयं मनो वाक्कायकर्मभिरभिन्नः शालंकायनो नाम मित्रं बभूव." એવું વાક્ય આવતાંજ ગુરૂશ્રી આનંદથી બોલ્યા કે પુત્રો! તમે બેય ઉત્તમ મૈત્રીભાવ ધરાવોછો તો યાવજ્જીવિત ઉપર પ્રમાણેજ મૈત્રીભાવ રાખજો. આવું શાસ્ત્રીજીનું વચન સાંભળતાંજ બન્નેના પૂજ્યપિતાશ્રીનાં નેત્રમાં હર્ષાશ્રુ આવ્યાં અને સાથેજ બોલીઉઠયા કે ગુરૂશ્રીની આ આજ્ઞા પ્રમાણ કરી માથે ચડાવીલ્યો અને ઇશ્વરકૃપાથી અને તમારા ગુરૂશ્રીના આશીર્વાદથી તમારી મૈત્રી તમારા ગુરૂશ્રીના કહેવા પ્રમાણેજ યાવજ્જીવિત રહો એવો અમારો

 

પણ આશીર્વાદ છે. અને પુત્રો ! તમારા ગુરૂશ્રીના કહેવા પ્રમાણેજ પવિત્ર મૈત્રીધર્મ પાલવાથીજ આ લોક અને પરલોકનું કલ્યાણછે. ઇત્યાદિ પિતાજી તરફથી વચનો સાંભળી તે બન્ને ગુરૂશ્રીના પગમાં પડ્યા ને ગુરૂશ્રીયે આશીર્વાદ આપ્યો. આ દિવસથી પૂજ્યપિતાશ્રીરુપ અને વંદનીય ગુરૂશ્રીરુપ ત્રેતાગ્નિની સાક્ષિથી કેમ જાણે મૈત્રી બાંધી હોય તેવી મૈત્રી તેઓની બંધાણી હતી. જગત્પ્રખ્યાત ઝંડુભટ્ટજી પણ પ્રસંગે પ્રસંગે બોલતા કે મૈત્રી જો કોઇસાથે કરવી તો અમારા ભાઇ જટાશંકર અને શંકરલાલભાઇના જેવી બાંધવી ઇત્યાદિ. તેઓએ પોતાના સદ્ગુરૂવર્ય શાસ્ત્રીજીશ્રી પાસે માઘકાવ્ય, નૈષધકાવ્ય, સિદ્ધાંતકૌમુદી અને ચંપૂ નાટક વિગેરેનો સાથે અભ્યાસ કર્યો. ત્યારપછી જટાશંકરભાઇયે પોતાના પિતાશ્રીની આજ્ઞાથી આયુર્વેદવિદ્યાની ઉત્તમ સંપત્તિ મેળવવા માટે ચરક, સુશ્રુત અને વાગ્ભટ વિગેરેનો અભ્યાસ ચલાવ્યો હતો. પોતાની તરફ પરમ ભક્તિ ધરાવનાર પોતાના પ્રિયપુત્રની સદ્ગુરૂશ્રીની કૃપાથી ઉત્તમ વ્યુત્પત્તિ જોઇ વિઠ્ઠલજી ભટ્ટને ઘણોજ સંતોષ થયો હતો. સં. ૧૯૧૮ ના આશુ વદિ ૧૩ ને દિવસ મધ્યાન્હે વિદ્વદ્રત્ન વૈદ્યરાજશિરોમણિ ભટ્ટજી શ્રીવિઠ્ઠલજી કૈલાસવાસી થયા તેથી પોતે અપ્રતિમ પિતૃભક્તિવાળા હોવાથી જટાશંકરભાઇ અપાર શોકસાગરમાં મગ્ન થયા પણ ધીમેધીમે શાસ્ત્રસંગ અને સત્સંગના પ્રભાવથી તથા પરમકૃપાળુ સદ્ગુરૂશ્રીના સદુપદેશથી શોકને દૂર કરી જગત્પ્રખ્યાત પોતાના મુરબ્બી ભાઇશ્રી ઝંડુભટ્ટજી તરફ તેણે પિતૃભક્તિ કરવા માંડી. સંવત્ ૧૯૧૯ ના પોષ માસમાં શ્રીજામનગરના મહારાજા શ્રીવિભાજીયે શ્રીભાગવતની અષ્ટોત્તરશત પારાયણ કરાવી હતી તે વખતે મહારાજશ્રીયે તથા શાસ્ત્રિજીયે મુખ્યાસનની સર્વ પ્રકારે યોગ્યતા જોઇ આપણા મિત્ર વૈદ્યરાજને મુખ્યાસન અર્પણ કરી તેનુંજ પ્રથમ પૂજન કરેલ હતું.

આજ વર્ષના ફાગણ વદિ ૪ નેં દિવસ શ્રી જુનાગઢમાં વ્યાસ શ્રી મોરારજીને ઘેર આ અમારા સન્મિત્ર વૈદ્યરાજનું લગ્ન થયું હતું. આ વૈદ્યરાજની બે સ્ત્રિયો ગુજરી જવાથી આ ત્રીજી સ્ત્રી સાથે વિવાહ હોવાથી તેના વડીલભાઇઓએ બહુ ઉત્સાહથી વિવાહની સઘળી શુભ ક્રિયાઓ કરી હતી જે અતિ વર્ણનીય હોવાથી શંકરલાલ માહેશ્વરે શ્રી જટાશંકર વિવાહચંપૂ એવા નામનું પુસ્તક રચેલ છે તેમાં સર્વ વર્ણન આપ્યું છે. વૈદ્યરાજ જટાશંકરનાં ધર્મપત્નીનું નામ મણિકુંવર હતું. તે સ્વભાવનાં સુશીલ, નમ્ર અને સ્વધર્મમાં અત્યંત પ્રીતિવાલાં હતાં. સં ૧૯૨૨ માં વૈદ્યરાજનેં ઘેર કન્યારત્નનો જન્મ થયો જેનું નામ જયાકુંવર પાડયું હતું. સર્વ ગુરૂજનોને સર્વ સ્નેહિઓને અને સર્વ સંબંધિયોને આ પુત્રી રત્નનો જન્મ પણ પુત્રરત્નના જન્મ જેવોજ આનંદ ઉત્સવકારક થયો હતો. આ સમયમાં વૈદ્યરાજના મુરબ્બિ ભાઇ રા. રા. ઝંડુભટ્ટજી તથા રા. રા. મણિશંકર ભટ્ટજીયે શ્રીજામનગરમાં વૈદ્યવિદ્યાની અભિવૃદ્ધિ થવા માટે રસશાળામાં શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે થયેલા ઔષધોનો લાભ સર્વ લોકોને મળે એવા હેતુથી રાજકોટ, મોરબી, જુનાગઢ, ભાવનગર, વઢવાણ, ચૂડા વિગેરે સ્થાનોમાં રસશાલાની શાખાઓ સ્થાપી ત્યાં ત્યાં પોતાનાં યોગ્ય માણસોને રાખ્યાં હતાં તે વખતે અમારા સન્મિત્ર જટાશંકરજીને શ્રીભાવનગરમાં રાખ્યા હતા. ત્યાં તેણે લોકપ્રિયતા થોડા વખતમાં ઘણી મેળવી હતી. સંવત્ ૧૯૨૪ માં રા. રા. વૈદ્યરાજ ઝંડુભટ્ટજી તથા રા. રા. વૈદ્યરાજ મણિશંકરજીયે અમારા સન્મિત્ર આ સદ્‌ગૃહસ્થને શ્રીમુંબઇમાં સ્થાપેલી રસશાળાની શાખાના અધ્યક્ષ કરી રાખવા માટે શ્રીભાવનગરથી બોલાવી શ્રીમુંબઇમાં રાખ્યા અને એ ભાઇની ત્યાંની પ્રજાને અનુકૂલ વર્તણુક જોઇ મુંબઇની શાખા તેમને સોંપી રા. મણિશંકરભાઇ પાછા શ્રીજામનગર આવ્યા. તે સમ-

 

યથીજ તે શ્રીમુંબઇવાસી થયા હતા શ્રીમુંબાઈમાં દેશી વૈદ્યવિદ્યા જાણુ-નાર એ સમયમાં તે એકજ હતા. તેણે પોતાની ચિકિત્સા કરવાની ઉત્તમ શક્તિથી ઘણાં ઘણાં લોકોને સારાં કરી દેશી વૈદ્યો ઉપર અને દેશી વૈદ્યોની વિદ્યા ઉપર જે અનાદર હતો તે દૂર કરાવ્યો હતો એટલુંજ નહીં પણ ઘણાં ઘણાં લોકોને આપણી આયુર્વેદવિદ્યાના ભક્ત કર્યા હતા. પોતાના અપ્રતિમ સૌજન્યથી વિદ્યા, વિવેક અને વિનયસંપન્ન અનેક ડા-કટરોને, અનેક હકિમોને અને અનેક સદ્ગૃહસ્થોને પોતાના પરમમિત્ર કરી લીધા હતા જેઓ સાથે તે ભાઇ નિષ્કપટ મનવચનકર્મથી ભ્રાતૃભાવથી વર્તતા હતા. ઇર્ષ્યાદેવીના પ્રભાવથી સર્વત્ર એવું જોવામાં આવતું અને જોવામાં આવેછે કે એક દરદીને ઘેર અમુક ડાક્ટર, અમુક વૈદ્ય કે હ-કિમ ઉપાય કરતો હોય ને તે દરદીને ઘેર કોયપણ કારણથી બીજો ડાક્તર બિજો વૈદ્ય કે બીજો હકિમ જાય તો તેને દેખતાંજ પ્રથમ ઉપ-ચાર કરનાર ડાકટર વૈદ્ય કે હકિમ બહુ ચીડાઇજઇ દરદી ઉપર રોષ કરે છે પણ અમારા વૈદ્યરાજ કૈલાસવાસી જટાશંકરજીમાં એ અપૂર્વ ખુબી હતી કે પોતાપાસે આવેલ દરદીને પોતાના ઉત્તમોત્તમ ઉપાયો આપતાં દૈવયોગથી સારૂં ન થાય તો પોતે ડાકટરોને વૈદ્યોને અને હકીમોને બો-લાવીને પોતાનાં કુટુંબના માણસને સારૂં કરવા માટે જેટલું અને જેવું પ્રયત્ન કરે તેટલું અને તેવુંજ પ્રયત્ન કરતા હતા. મતલબ પોતાની પાસે આવેલ રોગિ લોકો ઉપર તે પોતાનાં બાલબચ્ચાં ઉપર જેવું પ્રેમ રાખે તેવું પ્રેમ રાખતા હતા. શ્રીમુંબઇના પરમપ્રખ્યાત પ્રાચીનપુરૂષોમાં અગ્રેસર કૈલાસવાસી રા. રા. વિશ્વનાથ નારાયણ મંડલીકના દત્તકપુત્ર જે સમયે અસાધ્ય મહાવ્યાધિરુપ મધ્ય સમુદ્રમાં હતા જે સમયે તેના સગાંસંબંધિયો અને સ્નેહિયોયે તેને સારૂં થાવાની આશા છોડી દીધી હતી એટલુંજ નહીં પણ તે સમયે ઉત્તમોત્તમ ડાક્તર તરફથી પણ

આવતી સવારે આ પુત્રરત્ન નહીંજ હોય એવું કહેવામાં આવ્યું હતું તે સમયે રા. રા. વિશ્વનાથ મંડલીકના શાસ્ત્રી પાંડુરંગજીએ કહ્યું કે જ્યારે આ બાલકવિષે આપ સર્વ લોકોએ આશા છોડીછે, એટલુંજ નહીં પણ હવેથી કાંઇ ઉપાય પણ કરવાનો નથી એમ આપણા સર્વ હિતૈષિ તરફથી કહેવામાં આવેછે ત્યારે મારી વિનતિ એટલી છે કે જોકે આ ભયંકર સ્થિતિમાં છે તોપણ જામનગરના વૈદ્યરાજ જટાશંકર વિઠ્ઠલજી કે જે મારા પરમમિત્ર છે જેનું એક વર્ષ થયાં હું ઔષધ ખાઉંછું ને જેણે મને એક અસાધ્ય મહાવ્યાધિથી મુક્ત કરેલ છે તેને આ પુત્રને દેખાડીએ તો સારૂં. કારણ પ્રાતઃકાળસુધી કાંઇપણ ઉપાયવિના બેશી રહેવું એ મને ઠીક લાગતું નથી. ઇત્યાદિ શાસ્ત્રી પાંડુરંગજીનું બોલવું સાંભળી જોકે તે સમયે રાત્રિના ૧૨ વાગ્યા હતા તોપણ રા. રા. વિશ્વનાથ મંડલીકે તેજ શાસ્ત્રીને પોતાની ગાડી લૈ તેડવા મોકલ્યા ને શાસ્ત્રી ત્વરાથી આવી આ વૈદ્યરાજને રા. રા. વિશ્વનાથ મંડલીકને ઘેર તેડીજઇ ભયંકર સ્થિતિમાં પડેલ મંડલીકના પુત્રરત્નને દેખાડ્યા હતા. અમારા વૈદ્યરાજે ઇશ્વરનું અને ગુરૂનું સ્મરણ કરી ૧ માત્રા આપી જેથી ઇશ્વરકૃપાથી, ગુરૂકૃપાથી અને પૂર્વજોની પુન્યાઇથી જે સવાર શોકજનક થશે એવું ધારવામાં આવ્યું હતું તેજ સવાર પરમ આનંદજનક થયું ને ક્રમે ક્રમે રા. મંડલીકના સત્પુત્રરત્નને આરોગ્ય પ્રાપ્ત થયું જેને અદ્યાપિ આપણે આરોગ્ય આનંદમાં જોઇએ છઇએ.

તે સમયથી મુંબઇમાં આ વૈદ્યરાજની સત્કીર્તિ ઘણીજ વધી ગઇ અને દિનપ્રતિદિન તેની ચડતી કળા થવા લાગી પોતાના મુ૦ ભાઇ વિશ્વહિતૈષિ જગદ્બાંધવ ઝંડુભટ્ટજીની સલાહથી ઉત્તમોત્તમ ડાક્તરોયે અને ઉત્તમોત્તમ હકિમોયે કંટાળીને છોડીદિધેલા દરદિયોને પણ સારા કરવા માટે તે પ્રયત્ન કરવા પાછળ રહેતા નહીં એટલુંજ નહીં પણ તેવા

 

ગરીબ દરદિયોને ઉત્તમોત્તમ ઔષધ અને તે પછવાડે જે જે ખોરાક ઉત્તમ ખાવો જોયે તેપણ પોતાના તરફથી આપતા હતા. આમ કરવાનું કારણ એજ હતું કે તેઓ પોતાના મુરબ્બિ ભાઇના કેવાથી સારી રીતે સમજતા હતા કે સર્વ ઠેકાણેથી નિરાશ થયેલ દરદીને જો ઇશ્વરકૃપાથી આપણું ઔષધ લાગુ પડે ને તે જીવતો રહે તો તે જેવું બીજું કોઇપણ પુણ્ય નથી. તેથીજ તેવાં દરદિયોને માટે તે મનવચનકર્મથી પ્રયત્ન કરતા અને પરમકૃપાળુ પરમેશ્વરની કૃપાથી તેવા તેવા ભયંકર કેસમાં પણ તેને યશ મળતો હતો.

તેણે પોતાની પવિત્ર પુત્રી બેન જયાકુંવરનું લગ્ન સં. ૧૯૩૪ ના ફાગણ માસમાં સુપ્રસિદ્ધ રા. રા. વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામના નાના પુત્ર ડાકટર પોપટભાઇસાથે ઘણા ઉત્સાહથી કર્યું હતું. સૌભાગ્યવતી બેન જયાકુંવર પોતાનાં સુશીલ માતુશ્રી મણિકુંવરની ઉત્તમ કેલવણીથી સુશીલ, સરલ અને શાંત સ્વભાવથી શોભતાં હતાં તથા સદ્વિદ્યાથી દીપી રહ્યાં હતાં. સં. ૧૯૩૭ ના જેઠ વદી ૧૨ બુધવારે આ વૈદ્યરાજને ઘેર પુત્રજન્મ થયો જેનું નામ ચંદુલાલ પાડવામાં આવ્યું હતું આ સત્પુત્રરત્નના જન્મથી વૈદ્યરાજનાં સઘળાં કુટુંબમાં, વૈદ્યરાજના સઘળા મિત્રોનાં કુટુંબમાં અને વૈદ્યરાજનાં સઘળાં સ્નેહિસંબંધિયોનાં કુટુંબમાં આનંદ ઉત્સાહ અને ઉત્સવનો પાર રહ્યો નહીં. આમ થવાનું કારણ એ હતું કે સૌ. બેન જયાકુંવરના જન્મપછી તે બેન ૧૬ વર્ષની ઉમ્મરનાં થયાં ત્યાંસુધી તેનાં માતુશ્રીને બીજું બાલક અવતર્યું નહતું અને તેથી સગાંસ્નેહી અને કુટુંબિયોયે તેને સંતાન થવાની આશા છોડી હતી પણ પરમકૃપાળુ પરમેશ્વરની કૃપાથી ગુરૂજનોની આશિષોથી પૂર્વજોના પુન્યાઇથી સગાં સ્નેહિ સંબંધિ સન્મિત્રોની અનેક માનતાઓથી અને વિશ્વહિતૈષિ જગદ્બાંધવ ભટ્ટજી ઝંડુભાઇનાં કરેલ શ્રીશિવપૂજનપૂર્વક

અગણ્ય પુણ્યોથીજ તે પુત્રરત્ન પ્રાપ્ત થયું હતું તેથી પરમ સુખમાં અને પરમ આનંદમાં ૯ વર્ષ નિર્ગમન થયાં. ઇશ્વરકૃપાથી આ વૈદ્યરાજને સુખની પરમ સીમાનો અનુભવ થયો હતો; પણ અસ્તોદયના નિયમ પ્રમાણે સંવત્ ૧૯૪૪ ના કાર્તિક વદિ ૧૦ ગુરૂવારની રાત્રિયે ૧૧ વાગે વૈદ્યરાજની રત્નજેવી પુત્રી જયાકુંવરે બાલવયમાં કૈલાસવાસ કરવાથી વૈદ્યરાજના અંતઃકરણમાં અને તેનાં સઘળાં કુટુંબનાં અંતઃકરણમાં દુઃખ, શોક અને ઉદ્વેગનો પારજ રહ્યો નહીં. સૌ બેન જયાકુંવરનું જન્મ ચરિત્ર સાવિત્રીચરિત્રમાં છે તથા સૌભાગ્યવતી જયાકુંવર એવા નામનું રા. રા. ડાકટર પોપટભાઇનાં કરેલ પુસ્તકમાં છે તેથી કોઇ અજાણ્યું નહીં હોય માટે આંહી વિસ્તાર કરવા ધારતા નથી. હજી તે દુઃખનું વિસ્મરણ થયુંજ નહોતું એટલામાં વૈદ્યરાજનાં પવિત્રપત્ની સૌભાગ્યવતી મણિકુંવરે સં. ૧૯૪૬ ના માઘ સુદિ ૮ મંગલવારે સવારના ૭ વાગે કૈલાસવાસ કર્યો. આ વૈદ્યરાજઉપર બીજું દુઃસહ દુઃખ આવી પડયું. સૌભાગ્યવતી મણિકુંવરમાં કેટલાક એવા એવા અપ્રતિમ ગુણો હતા કે જેઓનું સ્મરણ આવવાથી સાધારણ સંબંધિયોને પણ દુઃખ આવ્યા-વગર રહેજ નહીં તો પછી નિકટના સંબંધિયોને તો દુઃખ આવે તેમાં કહેવુંજ શું? તે બેનના સદ્ગુણોનું સંક્ષેપ વર્ણન તેનાં મરણસમયે થયેલા સજ્જનોના શોકોદ્ગારના શ્લોકોથી જાણવામાં આવેછે.

अद्यास्मिन् रसवेदनंदवसुधा १९४६ संख्यामितेवत्सरे ।
माघेचाद्यदलेऽष्टमी कुजयुताजाताऽतिदुःखप्रदा ॥
यस्मादत्रजटादिशंकरमहावैद्यांगना सद्गुणैः ।
सौशील्यादिभिरन्विता मणिकुमार्याख्या ययौ स्वःपदम् १

पातिव्रत्यं तदतिविमलं साऽचला चेशभक्ति- ।
स्तत्सौशील्यं स च गुणगणो हंत हा काप्यपूर्वः ॥
तन्नैर्मल्यं तदपि मनसो मार्दवं वा तदीयं ।
काद्य श्याता स्मरहरपदं संगतायांतु तस्याम् ॥ २ ॥
रसनिगमनवक्ष्मा १९४६ संमितेवत्सरेस्मिन् ।
तपसि धवलपक्षे मंगलेंवाह्नि याता ॥
शिवपदमिहवैद्यश्रीजटाशंकराणा- ।
महहमणिकुमारीसाह्वया धर्मपत्नी ॥ ३ ॥
उपरतिमुपयाता काप्यहो क्षता सा ।
हृदयविमलता साप्यद्भुता चाद्य शांता ॥
निरवधि च सुशीलं जातमाधारहीनं ।
त्वहह! मणिकुमार्यां शंभुलोकं गतायाम् ॥ ४ ॥
नयविनयविवेकाद्या गुणाःकेऽपि तस्या ।
निजपतिपदभक्त्या काद्य यास्यंति ते ते ॥
गुणिगणमणिवैद्यश्रीजटाशंभुपत्न्यां ।
शिवशिव! शिवलोकं सांप्रतंसंगतायाम् ॥ ५ ॥
समाप्तं सौजन्यं विलयमपि वात्सल्यमगम- ।
न्निराधारा जाता शिवशिव सतीधर्मसरणी ॥
क्व चास्तामास्थानं सहजमृदुलानां सुवचसां ।

**प्रजावसां सतां सपदि गतत्रसां शिवपदम् ॥ ६ ॥**

ઉપર લખ્યા પ્રમાણે ઉત્તમોત્તમ અનેક સદ્‌ગુણોથી સુશોભિત પોતાનું અર્દ્ધાંગરૂપ, હૃદયના વિશ્રામરૂપ અને ગૃહના અલંકારરૂપ મનુષ્યરત્ન દુર્દશાયે લૈલેવાથી દુઃસહદુઃખનો સમય આવ્યો તેમછતાં પણ પોતાના પ્રિયપુત્રરત્ન ચિ. ચંદુલાલનાં લાલનપાલનપોષણની ચિંતામાં મન જોડી ધીરજ રાખી દુઃખમય સમયના લાંબા દિવસો નિર્ગમન કર્યા. સં. ૧૯૪૭ ના વૈશાખ વદી ૨ ને દિવસ વૈદ્યરાજે પોતાના પ્રિયપુત્ર ચિ. ચંદુલાલને તથા ચિ. શંકરપ્રસાદના પુત્ર ચિ. જુગતરામને સાથે જનોઇ આપ્યું હતું તે વખત ઉત્સાહ, આનંદ અને ધામધૂમ ઘણીજ સારી રીતે કરી હતી અને સં. ૧૯૫૨ ના વૈશાખ વદી ૪ શુક્રવારે પોતાના પ્રિય પુત્રરત્ન ચિ. ચંદુલાલભાઇનો વિવાહ શ્રીજામનગરમાં રા. રા. વ્યાસજી કેશવલાલ આદિત્યરામની પુત્રી સૌ. ગિરિજાકુંવર સાથે કર્યો તે વખત આ વૈદ્યરાજનાં મનમાંથી સર્વ દુઃખોનું વિસ્મરણ થયું અને પરમસુખનો આનંદ ઉછળી રહ્યો. બે વર્ષ ક્ષણની પેઠે પરમ સુખ અને પરમ આનંદના અનુભવમાં નિકળી ગયાં. જોકે વિશ્વવિખ્યાત વિશ્વહિતૈષિ ઝંડુભટ્ટજીનો વાત્સલ્યભાવ સર્વ ભાઇયો તરફ અપ્રતિમ હતો અને સર્વ ભાઇયોનો તેમના તરફ પૂજ્યભાવ, માન્યભાવ અને ભક્તિભાવ અપ્રતિમ હતો પણ ભટ્ટજીયે એકત્રસ્થિતિ કરી સંપ વધારી સંપની ઉન્નતિ એટલે સુધી પોચાડવી કે સોદર ભાઇયો તો શું પણ સોસો પેઢી સુધી કોય જુદા ન થાય, કોઇ અસાધ્યરોગને આધીન ન થાય અને કોઇપણ એકત્રસ્થિતિમાં રહેલ માણસ ૧૦૦ વર્ષની અંદર મૃત્યુ ન પામે, પિતા પુત્રનું કે મોટો ભાઇ નાનાભાઇનું મૃત્યુ ન દેખે અને એકત્રસ્થિતમાં રહેલા મનુષ્યોને કરજનું દુઃખ ન રહે, માત્ર રસશાળા

ઉપરજ કરજ રહે અને એકત્રસ્થિતિમાં રહેલાં મનુષ્યરત્નો એવાં પક્વવાં કે તે સર્વ લોકોને વિપત્તિની વેળામાં સહાયભૂત થાય અને સંપત્તિની વેળામાં સલ્લાહકારક થાય ઇત્યાદિ અલૌકિક વિચાર કરી તેને અમલમાં લેવા માટે કરજ વધારવું એજ આપણું પરમ શ્રેય છે એમ માની શક્તિઉપરાંત કરજ કરવા માંડયું તે વખત ઉપરના વિચારો ઉત્તમોત્તમ છતાં અને અલૌકિક છતાં પણ તેની અતિ ગહનતાને લીધે સર્વના મતભેદ થઇ ગયા ને એકત્રસ્થિતિ હવે નહીંજ થાય ને થવાનો સંભવજ નથી એવું મનાવા લાગ્યું. તે વખત ભટ્ટજી કે જે એકત્રસ્થિતિ નહીં થાય અને સંપની વૃદ્ધિ નહિ થાય તો આપણને બીજાં કષ્ટો આવી પડશે એમ દૈવીદૃષ્ટિથી દેખતા હતા તે ઉદાસ થઇ વિલાયત જવા માટે નગરથી ચાલીનિકળી ૧૯૨૮ ના શ્રાવણ માસમાં મુંબઇ આવ્યા ને વિલાત જવાની તૈયારી કરવા માંડી તે વખત સૌહૃદમૂર્તિ ભ્રાતૃભક્તિધુરંધર અમારા વૈદ્યરાજે એક દિવસ રાત્રિયે પોતાના કાકા પ્રેમશંકર ગોકુલજી તથા પોતાના પ્રિયમિત્ર શંકરલાલ માહેશ્વરને પાસે રાખી પોતાના પિતાતુલ્ય વડિલ ભાઇની એવી એવી રીતે પ્રાર્થના કરી કે જેથી ભટ્ટજીયે વિલાયત જવાનો વિચાર બંધ કર્યો ને ભટ્ટજીયે જેટલી જેટલી કલમ લખી તેતે પ્રમાણે વર્તવા માટે વૈદ્યરાજ પ્રતિજ્ઞાપૂર્વક બંધાયા. જોકે ભટ્ટજી દૃઢ વિચારવાળા હતા અને પોતાનો કરેલ વિચાર કોઇપણ પ્રકારે છોડે તેવા ન હતા એનો સર્વના જાણવામાંજ છે, પણ જટાશંકરભાઇયે અને તેના મિત્ર શંકરલાલે અંતઃકરણથી એવોજ નિશ્ચય કર્યો હતો કે જો મુ. કોઇ પ્રકારે પોતાનો વિલાયત જવાનો વિચાર ન ફેરવે તો આપણે પણ બે જણાયે સાથે જવું પણ તેને એકલાને જવા ન દેવા તેથી છેવટમાં જટાશંકરભાઇયે કહ્યું કે જો વિલાયત જવું એજ ઉત્તમ છે તો પછી અમને બેયને સાથે તેડીજવામાં શું હરકત છે? માટે અમે બેય

 

આપની સાથે આવીશુંજ. આપને એકલા કદીપણ જવા દેશુંજ નહીં. અમે જાણીયે છીયે કે આપ સ્વધર્મના દૃઢ ભક્ત છો. આપને વિલાયત જવાનું પ્રયોજન માત્ર "परिम्लाने माने मरणमथवा दूरगमनं" એ વાક્ય પ્રમાણે અમે આપની આજ્ઞા પ્રમાણે નથી વર્તતા તેથી ઉદાસ થઇ આ પ્રકારનો ત્યાગ કરવા ઇચ્છોછો તેમજ કરવા મરજી હોયતો અમને સાથે લઇ જાવા. એટલું બોલતાં તો મૃદુલતર હૃદયવાળા જટાશંકરભાઇની આંખમાંથી અશ્રુધારા પડવા લાગી અને હૃદય ભરાઈ આવવાથી બોલવું બંધ થયું તેમજ ભટ્ટજીના નેત્રમાં પણ અશ્રુ પડવા લાગ્યાં અને પ્રેમશંકરજીયે કહ્યું કે જે સૌહૃદરસ શ્રીરામચંદ્રજીને વિષે ભરત લક્ષ્મણ અને શત્રુઘ્નનો શાસ્ત્રમાં વાંચેલ છે અને જે સૌહૃદરસ શ્રીયુધિષ્ઠિર વિષે તેના ભાઇયોનો શાસ્ત્રમાં વાંચેલ છે તેવોજ સૌહૃદરસ આ વખતે જટાશંકરભાઇના હૃદયમાં ઝલકી રહેલ છે માટે તેના અંતઃકરણને સંતોષ કરાવવા આપે આપનો વિચાર બદલાવવોજ જોઇએ. શંકરલાલે કહ્યું કે શ્રીહર્ષચરિત્રમાં શ્રીહર્ષે પોતાના પિતાતુલ્ય મોટા ભાઇને જે વચનો કહ્યાં છે તે આ વખતે જટાશંકરભાઇનાં વચનો સાંભળતાં મુને યાદ આવેછે. જે નીચે પ્રમાણે છે.

निवर्तनादेशेन दूरप्ररूढप्रणयपीड इव प्रोवाच देवो हर्षः। कमिवदोषं पश्यत्यार्यो ममानुगमनेन? यदि बाल इति नितरां नत्याज्योऽस्मि। रक्षणीय इति भवद्भुजपंजरं रक्षास्थानम्। अशक्त इति क्व परीक्षितोऽस्मि? संवर्धनीय इति वियोगस्तनूकरोति। अक्लेशसह इति स्त्रीपक्षे निक्षिप्तोऽस्मि। सुखमनुभवत्विति त्वयैव सह तत्प्रयाति। महानध्वक्लेश इति विरहोऽ-

 

विषह्यतरः। कलत्रं रक्षत्विति श्रीस्ते निस्त्रिंशेऽधिवसति। पृष्ठतस्तिष्ठत्विति तिष्ठत्येवप्रतापः। राजकमनधिष्ठितमिति तत्सुबद्धमार्यगुणैः। न बाह्यसहायो महत इति व्यतिरिक्तामिव मां गणयति। प्रलघुपरिकरः प्रयामीति पादरजासि कोऽतिभारः? द्वयोर्गमनमसांप्रतमिति मामनुगृहाण गमनाज्ञया। कातरो भ्रातृस्नेह इति सदृशो दोषः। काचयमात्मंभारिता भुजस्यते यदेकाकी क्षीरोदफेनपटलपांडुरममृतमिव यशः पिपासति? अवंचितपूर्वोस्मि प्रसादेषु। तत्प्रसीदत्वार्यो नयतु मामपीत्यभिधाय क्षितितलविनिहितमौलिः पादयोरपतत् ॥

અર્થ—શ્રીહર્ષના મોટા ભાઇ રાજ્યવર્દ્ધને જે વખતે યુદ્ધમાં જવાની તૈયારી કરીને શ્રીહર્ષને ઘેર રહેવા કહ્યું તે વખતે પોતાના ભાઇયે કરેલ પાછા વળવાના હુકમની અત્યંત પ્રણયપીડા થવાથી શ્રીહર્ષે કહ્યું કે આપ મને આપસાથે આવવામાં કયો દોષ જુવો છો? જો બાળક છે એમ જાણી સાથે ન લઇજાતાહો તો બાળક છું માટેજ ત્યાગ ન કરવો જોઇયે, રક્ષા કરવા લાયક છે માટે ઘેર રાખવા ધારતા હો તો આપનું ભુજપંજરજ રક્ષાસ્થાન છે, અશક્ત છે એમ ધારી સાથે ન લઇજાતાહો તો આપે ક્યાં મારી પરીક્ષા કરીછે, વધારવા લાયક છે માટે ઘેર રાખવા ધારતા હો તો આપનો વિયોગજ મુને દુર્બલ કરશે, કલેશને સહન કરી શકે તેવો નથી એમ ધારતા હો તો આપ મને સ્ત્રીપક્ષમાં નાખોછો, એ આંહી સુખનો અનુભવ કરો એવું ધારતા હો તો સુખ આપની સાથેજ આવેછે, રસ્તામાં કલેશ અસહ્ય છે એમ ધારતા હો તો આપનો

 

વિરહ અત્યંત અસહ્ય છે, શ્રીની રક્ષા કરે એમ ધારતા હો તો આપની તલવારમાંજ શ્રી રહીછે પછવાડે કોઇ રહેવું જોયે એમ ધારતા હો તો આપનો પ્રતાપ પછવાડે રહ્યોજ છે, રાજાઓ વશ થયેલા નથી એમ ધારતા હો તો આપના ગુણોથી તેઓ બંધાયાજ છે, મોટાઓને બીજાની સહાયતા જોઇએ નહીં એમ ધારતા હો તો મને આપથી જુદા જેવો ગણો છો, થોડા માણસોથીજ જવુંછે એમ ધારતા હો તો પગની રજથી શું વધારે ભાર થાય તેમછે, બેયે જવું એ અયોગ્યછે એમ ગણતાહો તો મનેજ જવાની આજ્ઞા આપી અનુગ્રહ કરો, ભાઇનો સ્નેહ મને કાયર કરેછે એમ ધારતા હો તો મને પણ ભાઇનોજ સ્નેહ કાયર કરેછે. આપના ભુજવિષે એવું શું પેટભરાપણું છે કે ક્ષીરસાગરના ફીણ જેવું અતિ ઉજ્વલ યશરુપી અમૃતને એકલોજ પીવા ઇછેછે, કોય વખત આપે મને કૃપામાં છેતર્યો નથી તો આ સમયે પણ મારી ઉપર આપ કૃપા કરો ને મને સાથે લઇજાઓ. એમ કહી શ્રીહર્ષ રાજકુમાર પોતાના મોટાભાઇ રાજ્યવર્દ્ધનના પગમાં પડી ગયો. ઇત્યાદિ ઇત્યાદિ.

ઉપરનાં શ્રીહર્ષનાં વાક્યો અને આ વખતે જે જટાશંકરભાઇ આપની પ્રાર્થના કરેછે તે વાક્યોનો અભિપ્રાય એકજ છે. ભ્રાતૃભક્તિ સરખીજ છે અને પોતાના આર્યબંધુના દુઃખની લાગણી પણ સરખીજ છે. માટે જટાશંકરભાઇની આપ તરફની ભક્તિ જોઇ આપે વિલાયત જવાનો વિચાર બંધ કરવો જોઇએ એવી અમારી પ્રાર્થના છે.

વિશ્વહિતૈષિ ભટ્ટજીયે જવાબ આપ્યો કે જટાશંકરભાઇ એટલે દરજ્જે મને રોકવાને માટે કરશે એમ મારા ધારવામાં નહોતું. હું વિલાયત જવા ખુશી નથી હું વિલાયત જવાથી કાંઇ કૃતાર્થતા માનતો નથી અને મને વિલાયત જવાનો કાંઇ મોહ નથી મા્ત્ર જ્યારે આપણું જે કર્તવ્ય છે તે ન થાય તો પછી આંહી વ્યર્થ બેશી રહ્યા કરતાં વિલાયત

જઇ જેકાંઇ દેશહિતમાટે પ્રયત્ન થાય તે કરવામાં જીવિત પૂર્ણ કરવું એવા કારણથી મારો વિચાર ત્યાં જવા થયો તોપણ જ્યારે જટાશંકરભાઈ સર્વ પ્રકારે મારા મતને મળતા થાયછે તો એ વિચાર હું બંધ કરૂં છું. એમ કહી પોતાનું કર્તવ્ય કહીસંભળાવ્યું હતું જેનેમાટે જટાશંકરભાઇયે પરમપ્રેમથી કબુલાત આપી હતી. તે સમયથી ભટ્ટજી જાણતા કે જટાશંકરનો તથા શંકરલાલનો મારાતરફ ભક્તિભાવ કાંઇ જુદાજ પ્રકારનો છે. તેથી જ્યારે જ્યારે કાંઇ પોતાનું કર્તવ્ય કરવાનો વેગ આવતો ત્યારે તે જટાશંકરભાઇને અને શંકરલાલને બોલાવી પોતાના ભાઇયોની તથા કુટુંબિયોની સભા ભરી તેમાં પોતાના દૈવી વિચાર પ્રકટ કરતા હતા. તેજ પ્રમાણે સંવત્ ૧૯૫૪ ના માઘ માસમાં વિશ્વહિતૈષિ ઝંડુભટ્ટજીને જ્યારે રા. રા. પ્રભાશંકર દલપતરામની તબિયત સુધારવા ત્યાંના મહારાજાશ્રીયે શ્રીભાવનગરમાં રાખ્યા હતાં ત્યારે ભટ્ટજીયે શ્રીભાવનગરમાં પોતાના ભાઇયોની સભા કરી હતી તે વખત આ વૈદ્યરાજ જટાશંકરભાઇ પણ ભાવનગર પોતાના સોદર ભાઇયોના સમાગમના સુખનો અનુભવ લેવા ગયા હતા. સર્વ ભાઇયો મલી કેટલાક સદ્વિચારો કર્યા. ત્યારપછી વિશ્વહિતૈષિ ભટ્ટજીયે જટાશંકરભાઇને કહ્યું કે હવેથી આપણે બે ભાઇયેતો સાથેજ રહેવુંછે, તેથી પોતાના પિતાતુલ્ય મુ. ભાઇને સંતોષ કરવા તેની આજ્ઞા માન્ય કરી શ્રીભાવનગરમાંજ બેય ભાઇ ઘણા આનંદથી સાથે રહ્યા. રા. રા. પ્રભાશંકરભાઇ કે જે ભટ્ટજીવિષે પરમ ભક્તિ ધરાવેછે તેઓને પણ આ બન્ને ભાઇયોનો સહવાસ રહેવાથી ઘણોજ આનંદ થયો, એ વાત તો કોઇની અજાણી નથી કે વિશ્વહિતૈષિ ભટ્ટજી આયુર્વેદમાં લખેલ "स्वार्थबुद्धिः परार्थेषु पर्याप्तमिति सद्वृतम्" એ વાક્ય પ્રમાણેજ વર્તન રાખતા હતા તેથી નડીઆદમાં

કોઇ દરદી મહાવ્યાધિગ્રસ્ત હોવાથી તેનો તાર આવતાં ભટ્ટજીયે જટા-શંકરભાઇને કહ્યું કે હું નડીઆદ થઇ શ્રીજામનગર આવીશ ને તમે જુને-ગઢ થઇ જામનગર જાજો. એ પ્રમાણે મુ. ભાઇની આજ્ઞા થવાથી જટા-શંકરભાઇ જુનેગઢ થઇ જામનગર આવ્યા. પોતાના પિતાતુલ્ય પવિત્ર આર્યભાઇ હવે થોડા દિવસમાં આંહી આવશે એવી રાહ જોવા લાગ્યા એટલામાં સંવત્ ૧૯૫૪ ના વૈશાખ વદી ૫ મંગલવારે દિવસના ૯ વાગે વિશ્વહિતૈષિ જગદ્બાંધવ મહાશયશિરોમણિ રા. રા. વૈદ્યરાજ ઝંડુ ભટ્ટજીયે શ્રીનડીઆદમાંજ કૈલાસવાસ કર્યો તે દુઃખદ ખબર તારથી તે દિવસેજ બપોરે જામનગરમાં આવ્યા આ વજ્રપાત જેવા દુઃખદ ખ-બરથી આખા ગામમાં દિલ્ગિરી ફેલાઇ રહી. ભટ્ટજીના કુટુંબમાં તો દુઃખનો પારજ રહ્યો નહીં ને અમારા મિત્ર વૈદ્યરાજ જટાશંકરજીને તો પોતાના આર્ય ભાઇઉપર અપ્રતિમ ભક્તિ હોવાથી તેના અંતઃકર-કરણમાં તો દુઃખનો દરિયોજ ઉછળી પડયો હતો. આ દુઃખ આ સમયે આ કુટુંબમાં અતિ અસહ્ય હતું. ભટ્ટજીના ઉત્તરકાર્યમાં સર્વ સ્નેહિ સંબંધિયોનો મોટો સમુદાય થયો હતો. કેટલાક તાર અને કેટલાક દિ-લગિરીના પત્રો ભટ્ટજીના ગુણાનુવાદ વાંચતાં વાંચતાં અને સાંભળતાં આ વૈદ્યરાજનું હૃદય ભરાઇ આવતું અને આંખમાંથી અશ્રુની ધારાઓ પડતી હતી. કનિષ્ઠબંધુઓએ પોતાના જ્યેષ્ઠબંધુપ્રત્યે કેવી ભક્તિ રાખવી જોઇએ તે શીખવાનું તે વખતની જટાશંકરભાઇની મનની અને તનની સ્થિતિ ઉપરથી હતું. એ કાર્યના છેલા દિવસે શ્રીરસેશ્વરમાચાર્ય રા. રા. વૈદ્યરાજ મુ. ભાઇ શ્રી મણિશંકર ભાઈયે શ્રીધન્વંતરિધામમાં પોતાન ભાઇયોની અને અતિ નિકટના સંબંધિયોની સભા કરી હવે પછી કેમ વર્તવું તેવિષે સદ્વિચાર ચાલતાં કેટલાંક ભાષણો થયા પછી અમારા અતિ મૃદુલ હૃદયવાળા વૈદ્યરાજે કહ્યું કે મુ. મણિભાઇને બે પુત્ર છે

પ્રિય ભાઇ પોપટભાઇને બે પુત્ર છે, પ્રિય ભાઇ વિશ્વનાથભાઇને ત્રણ પુત્ર છે. તો હું પણ એમ માનુંછું કે મારેપણ બેપુત્ર છે. એટલે ચિ. શંકરપ્રસાદભાઇ મારા મોટા પુત્ર છે ને ચિ. ચંદુલાલ મારો નાનો પુત્ર છે. આવાં વચનો બોલતાં તે ભાઇનું હૃદય ભરાઇ આવ્યું ને બોલવું બંધ કર્યું હતું. તેટલામાં સભા સમાપ્ત થઇ અને એક માણસે જટાશંકરભાઇને કહ્યું કે આપ ઠીક બોલ્યા છો પણ કેટલાકના મનમાં એમ લાગ્યું કે એ ભાઇને સર્વ ભત્રીજાઉપર સમાન પ્રેમ રાખવો જોઇએ, અમુકજ મારો પુત્ર છે એમ કેવાની જરૂર નહોતી. જટાશંકરભાઇએ જવાબ આપ્યો કે જેના મનમાં ઠીક ન લાગ્યું હોય તેનું તે જાણે પણ હૂતો ઇશ્વરપાસે માગુંછું કે ચિ. શંકરપ્રસાદને મેં મારો પુત્ર છે એવું જેવા વખતમાં કહ્યુંછે તેનો વખત મને ઇશ્વર ફરી ન દેખાડે એટલું બોલતાં ગદ્‌ગદ વાણી થવાથી બોલી ન શકાયું. મતલબ કે સર્વ ભાઇયો ચિરંજીવી રહે ને તે સર્વને આરોગ્ય આનંદમાં મેલીને હું જાઉં એવું ઇચ્છુંછું.

એ પ્રમાણે મુ. ઝંડુભાઇના જવાથી સર્વને અત્યંત દુઃખ શોક અને ઉદ્વેગ હતો પણ જ્યારે સં. ૧૯૫૪ ના જેઠ વદી ૧૨ બુધવારે સ-વારમાં વૈદ્યરાજ જટાશંકરભાઇના પ્રાણપ્રિય પુત્ર ચંદુલાલે માત્ર ત્રણ દિવસના જ્વરથી આ નિઃસાર સંસાર છોડી શ્રી કૈલાસતરફ પ્રયાણ કર્યું તે વખતે જે દુઃખ જે ઉદાસી અને જે સંતાપ જાતિમાં જ્ઞાતિમાં કુલ-માં કુટુંબમાં દેશમાં અને વિદેશમાં ફેલાયાં તે લખ્યા શકાય તેમ નથી. આ સમયે આ વૈદ્યરાજને તો જગત જંગલજેવું થયું, જન્મ નિષ્ફલ જેવું થયું અને જીવિત ભાર જેવું થયું. દિશાઓ સર્વ તેને શુન્ય જેવી દુઃખકારક અને સંતાપકારક જણાવા લાગી. જ્યાં જ્યાં તે દુઃખદાયક વજ્રપાત જેવા ખબરો પોહોંચ્યા ત્યાં ત્યાં સર્વ સગાંસંબંધિઓ દુઃખ અને શોકમાં મગ્ન થતાં હતાં તે સાથે હવે જટાશંકરભાઇની કેવી દશા થઇ

 

હશે તે ચિંતામાં વિશેષ મગ્ન થતાં હતાં. એજ પ્રમાણે મોરબીમાં, ચુડામાં અને ભાવનગરમાં તથા રાજકોટમાં સર્વે બહુ ચિંતામાં હતાં તેટલામાં તે ભાઇનાજ હાથનો લખેલ પત્ર આવ્યો તેમાં લખેલ હતું કે જગદ્બાંધવ વિશ્વહિતૈષિ મુ. ઝંડુભાઇરૂપ રક્ષામણિ જવાથી, એક જંગમ ગઢ પડી જવાથી, મોટી ઢાલ ખસી જવાથી, અને ઉત્તમ છત્ર પડી જવાથી ભાઇ ચંદુલાલરૂપ રત્ન આપણા હાથમાંથી કાલભગવાને લઇ લીધું છે. એ બાબતમાં આપણે નિરૂપાય છઇયે. હું તમને કેવી રીતે તે બાબતમાં ધીરજ આપું તેમને કાંઇ સુઝતું નથી પણ તે સાથે તમે મારી પણ ચિંતા કરતા હશો કે એનું શું થયું હશે તે ચિંતા દૂર થવા હું મારી સ્થિતિ લખું છું કે શ્રી ધન્વંતરિધામમાં ભરાયેલી ભાઇઓની સભામાં હું જે બોલ્યો હતો તે પ્રમાણે જોકે મારા નાના પુત્ર ચંદુલાલ ભાઇએ કૈલાસવાસ કર્યોછે તે અસહ્ય દુઃખ છે તોપણ મારા જ્યેષ્ઠ પુત્ર ચિ. શંકરપ્રસાદભાઇના મુખ સામું જોઇ હું ધીરજથી શોકમય સમય નિર્ગમન કરૂંછું માટે મારાવિષે તમારે કાંઇજ ચિંતા કરવીજ નહીં એ પ્રમાણે લખેલ હતું. આ ઉપરથી સભામાં કહેલું વચન ઉપચારનું ન હતું પણ ખરાં અંતઃકરણનુંજ હતું એમ સિદ્ધ થાય છે. એવી મહા અસહ્ય વિપત્તિમાં પણ તે વૈદ્યરાજે પૂર્ણ ધીરજ રાખી દુઃખમય દિવસો નિર્ગમન કર્યા પણ પોતાના શિરછત્ર મુ. ભાઇ ઝંડુભાઇના અને પોતાના પરમપ્રિય પુત્ર ચંદુલાલના વિયોગથી તેને છ મહીનામાં મહાવ્યાધિ થઇ આવ્યો જેથી સર્વ સ્નેહિ સંબંધીઓએ વૈદ્યરાજના જીવિતની આશા છોડી હતી પણ તેના પ્રખ્યાત ત્રણ ભાઇઓએ ઉત્તમોત્તમ દૈવી અને માનુષી ઉપચારોથી અને ઇશ્વરીની કૃપાના આશ્રયથી એ મહાવ્યાધિથી તેને મુક્ત કર્યા હતા. જટાશંકરભાઇ તે વખત માત્ર એટલું બોલતા હતા કે હવે જીવવાનું પ્રયોજન નથી પણ માત્ર ભટ-

જીનું વાર્ષિક કાર્ય નિર્વિઘ્ન થઇ જાય તો પછી મને કાંઇ ઇચ્છા નથી. એટલુંજ નહીં પણ પોતાનું વિલ કરી પોતાનું સર્વસ્વ ચિ. શંકરપ્રસાદ ઝંડુભાઇને સોંપી દેવા પોતાના ભાઇયોને વિચાર જણાવ્યો ને તેનાં સર્વ ભાઇયોયે કહ્યું કે જે તમે વિલ કરેલ છે તેથી અમે ઘણા પ્રસન્ન છૈયે. તમારૂં અંતકરણ જેમ પ્રસન્ન રહે તેમ કરવામાં અમારૂં અંતઃકરણ પ્રસન્ન છે. આવાં ત્રણે ભાઇયોનાં વચનોથી વૈદ્યરાજ બહુ સંતોષ પામ્યા હતા. તે મંદવાડથી વૈદ્યરાજે અન્ન જમવું છોડી દઇ માત્ર દુધનોજ આહાર કરતા હતા. આવોજ ભયંકર મંદવાડ તેને ૧૯૩૨ ના કાર્તિક વદી ૬ ગુરૂવારે મેડીયેથી પડીજવાથી આવ્યો હતો ને ૧૫ દિવસ સુધી બેભાનસ્થિતિમાં રહ્યા હતા તે વખત પણ તેના ચારે ભાઇયોયે બહુ બહુ પ્રયત્નથી સાજા કર્યા હતા. ભટજીની વર્ષી કરી જ્યારે વૈદ્યરાજ જટાશંકરભાઇ શ્રી મોરબીમાં આવ્યા ત્યારે રા. રા. વિશ્વનાથભાઇયે રા. રા. જટાશંકરભાઇને ૪-૫ મહિના રોક્યા ને ઘણીજ ભક્તિ કરી તેનાં મનને સંતોષ કરાવ્યો હતો. એ સમયમાં બધો વખત શાસ્ત્રવિચાર અને કવિતાના વિચારમાં પોતાના પરમપ્રિય મિત્ર શંકરલાલ માહેશ્વરની સાથે કાઢયો હતો. તે વખતે ચિરંજીવી ચંદુલાલ એવું ઉપનામ ગોપાલચિંતામણિનું કરી તે નાટક છપાવવું એવો વિચાર નક્કી કરેલ અને અગર મૂલશંકર એવું ઉપનામ ધ્રુવાભ્યુદયનું કરી તેપણ છપાવવું એમ વિચાર કરેલ. ઉપરનાં બેય નાટક તેઓ આદિથી અંત સુધી વાંચી બહુ સંતોષ પામ્યા હતા તેમજ બીજાં પણ જેટલાં અપૂર્વ નાટકો, કાવ્યો, અને કથાઓ શંકરલાલનાં રચેલાં હતાં તે બધાં વાંચી ગયા હતા ને પરમ સંતોષ પામ્યા હતા. તેટલામાં શ્રીભાવનગરથી રા. રા. પ્રભાશંકરભાઇયે ઘણા આગ્રહથી તેડાવવાથી તે ભાઇ ભાવનગર ગયા ને ત્યાં ૨ માસ રહી મુંબઇમાં જોકે પોતાને ગમતું નહતું તોપણ તેના મનમાં

 

શ્રી રસશાળાને કરજથી મુક્ત કરવી એવી બહુ ઉત્કંઠા હતી ને મુંબઇ-માંથીજ તે કામ થઇ શકે એમ મનમાં નિશ્ચય હોવાથી તેઓએ મુંબઇમાં રહેવું ધારેલ હતું આશરે ૨-૩ માસ મુંબઇમાં રહ્યા ત્યાં તેને પ્રથમ જે ઉદરનો વ્યાધિ હતો તે પાછો થયો ને દિનપ્રતિદિન તે દરદનું બલ વધવા લાગું એટલે સર્વ લોકોયે શંકરપ્રસાદભાઇને બોલાવવાનું કહ્યું પણ મુંબઇમાં તે વખત મરકી હોવાથી તેણે કહ્યું કે હું દીવાળી પછી નગર જવાનો છું. ચિ. શંકરપ્રસાદને આંહી બોલાવવા નહીં. એમ એચારફેરે સ્નેહિ સંબંધિયોયે કહ્યું ને તેણે ના પાડી ત્યારે તેને કહ્યાવિનાજ શંકરપ્રસાદભાઇને તેના ભાણેજ ચિ. ત્રંબકલાલ વિ છગનલાલ શાસ્ત્રીજીયે તાર કર્યો કે રા. રા. જટાશંકરભાઇની તબિયત બગડતી જાયછે પણ મરકીને લીધે તમને મુંબઇ તેડાવતા નથી ને પોતે દેશમાં આવવા વિચાર કરેછે પણ તેનું શરીર દેશમાં આવીશકે તેવું નથી. તેથી રા. શંકરપ્રસાદ ઝંડુભટ્ટજી એકદમ મુંબઇ ગયા ને રાજકોટ, મોરબી, ચૂડા ને વઢવાણ પત્રદ્વારા ખબર આપતા ગયા કે મુ. જટાશંકર કાકા માંદા છે એવો તાર આવવાથી હું મુંબઇ જાઉં છું. આ ખબરથી સર્વ ચિંતાગ્રસ્ત થયા ને તેને રોગમુક્ત થવા માટે જામનગરમાં રસેશધર્માચાર્ય મણિશંકરભાઇયે, વઢવાણમાં પોપટભાઇયે, મોરબીમાં વિશ્વનાથભાઇયે અને બીજા પણ જ્યાં જ્યાં જે જે સગાં હતાં ત્યાં ત્યાં તેઓએ રુદ્રાભિષેક, મહામૃત્યુંજયજપ, ત્ર્યક્ષરમૃત્યુંજયના સંપુટથી ગાયત્રીજપ અને સંપુટ ચંડીપાઠો કરાવવા માંડ્યા કેટલાકોયે ઇશ્વરપ્રાર્થના કરવા માંડી. તે સમયમાં તે ભાઇને રોગમુક્ત થવા માટે જે શ્રીમૃત્યુંજયની સ્તુતિ તે ભાઇની કરવામાં આવીછે તથા તેના મિત્ર તરફથી કરવામાં આવીછે તે બે વસ્તુ નીચે લખેલી છે, તેથી જાણવામાં આવશે. રા. શંકરપ્રસાદભાઇ મુંબઇ કાર્તિક શુદી ૧૦ શુક્રવારની સવારમાં પોહોંચ્યા જેવું મુખ જોતાંજ

અતિ કોમલ મનવાળા વૈદ્યરાજનું હૃદય ભરાઇ આવ્યું. નેત્રમાંથી અશ્રુની ધારાઓ પડવા લાગી. ઘડીએક કાંઇ બોલી ન શક્યા. તેજ પ્રમાણેજ પોતાના પિતાતુલ્ય કાકાની ઉપર પ્રમાણેની સ્થિતિ જોઇ શંકરપ્રસાદભાઇના નેત્રમાંથી પણ અશ્રુની ધારા પડવા લાગી અને હૃદય ભરાઇ આવવાથી કાંઇજ બોલી શકયા નહિ. ઘડી પછી જટાશંકરભાઇયે શંકરપ્રસાદભાઇને કહ્યું કે તમે આવ્યા એટલે હવે મારે મુંબઇમાં રહેવું નથી કારણ આંહી મરકી છે, તો તૈયારી કરો એટલે આંહીથી પ્રથમ મોરબી જઇયે ને ત્યાંથી જામનગર જાશું. શંકરપ્રસાદભાઇયે કહ્યું કે આપની ઇચ્છાપ્રમાણે કરવા હું તૈયાર છું. મરજી હોય તો આજ સાંજેજ ગાડીમાં બેશિયે માયાલુ જટાશંકરભાઇયે જવાબ આપ્યો કે તમે છેક જામનગરથી આવ્યા છો બે રાત્રિના ઉજાગરા છે ને આજેજ રાત્રિયે ચાલશું તો તમે માંદા થઇ આવશો માટે એક દિવસ વિશ્રામ લઇ સર્વ આંહીનું કામ પહોંચીલ્યો ને કાર્તિક શુદી ૧૩ ચંદ્રવારે આપણે આંહીથી ચાલશું ઇત્યાદિ વાતો કરી સંતોષ પામ્યા. શંકરપ્રસાદભાઇ આવવાથી સર્વ સગાં સંબંધિયો મળવા આવવા લાગ્યા. રા. રા. વૈદ્યરાજ પ્રભુરામ તથા તેમના પુત્ર રા. રા. ડાક્તર પોપટભાઇ શંકરપ્રસાદભાઇને મળ્યા ને પુછ્યું કે શું કરવું ધારોછો? શંકરપ્રસાદભાઇયે મુ. કાકાશ્રીનો અભિપ્રાય કહીસંભળાવ્યો, વૈદ્યરાજ પ્રભુરામે તથા વૈદ્યરાજ પોપટભાઇયે કહ્યું કે શરીર હવે દેશમાં જઇશકે તેવું નથી. માટે દેશમાં જવાનો વિચાર નહિ કરશો. શંકરપ્રસાદભાઇયે કહ્યુંકે જેમ સર્વ કહેશો તેમ કરીશ. પણ કાર્તિક શુદી ૧૧ થી વિશેષ પ્રકૃતિ વૈદ્યરાજની નબળી થઇ તેથી દેશમાં જવાનો વિચાર બંધ કરી દાનપુણ્ય રૂદ્રાભિષેક શ્રીભાગવતના પાઠ વિગેરે બ્રાહ્મણો પાસે કરાવવા માંડયા અને પોતાનું જે કાંઇ કર્તવ્ય હતું તે ચિ. શંકરપ્રસાદને કહિ વૈદ્યરાજ જટાશંકરે નિશ્ચિંત થઇ પરમકૃપાળુ

પરમેશ્વરમાં મન જોડી દીધું હતું. સં. ૧૯૫૭ ના કાર્તિક શુદી ૧૩ ઉપ-રાંત ૧૪ ચંદ્રવારની રાત્રિના ૯ા નવા વાગે વૈદ્યરાજ જટાશંકરભાઇએ સાંસારિક સર્વ દુઃખોથી મુક્ત થઇ શ્રીકૈલાસવાસ કર્યો હતો. આ વૈદ્યરાજે વર્ષ ૫૬ માસ ૩ અને દિવસ ૨૭ નું આયુષ્ય ભોગવ્યું હતું ને તેમાં ઉપર પ્રમાણે સુખદુઃખનો અનુભવ કર્યો હતો. જન્મચરિત્ર લખવાનો હેતુ એવો છે કે ઉત્તમ પુરૂષોનાં ચરિત્રો વાંચી તે પ્રમાણે વર્તવાથી લોકો સુખી થાય અને ઉત્તમ પુરૂષોની ઉપર આવીપડેલી વિપત્તિયોને તથા ઉત્તમ પુરૂષોને મળેલાં સુખોને જોઇને લોકો વિપતિવેળાગાં વ્યગ્ર ન થઇજાય અને સંપત્તિવેળામાં ઉચ્છૃંખલ ન થઇજાય માટે તેનાં અનુકરણીય સદ્ગુણો ટુંકામાં નીચે લખું છું. આ સદ્ગૃહસ્થ કૈલાસવાસી રા. રા. વૈદ્યરાજ જટાશંકરભાઇમાં માતૃભક્તિ, પિતૃભક્તિ અને ગુરૂભક્તિ અદ્ભુત હતી ભ્રાતૃવાત્સલ્ય અપ્રતિમ હતું, કુટંબવાત્સલ્ય અનુપમ હતું, મૈત્રીધર્મ અલૌકિક હતો, ઉદારતા, દયાલુતા અને સરલતા નિઃસીમ હતાં, પોતાનાં સગાંસ્નેહિ અને સંબંધિયોમાં મમતા બેહદ હતી, તેણે પોતાનાં જીવનનાં વર્ષોમાં સત્પુત્રોએ માયાલુ માતાજી પ્રત્યે તથા પવિત્ર પિતાજીપ્રત્યે, સચ્છિષ્યોએ પોતાના દયાલુ સદ્ગુરૂપ્રત્યે, સત્કુલમાં ઉત્પન્ન થએલા નાનાભાઇયોએ પોતાના મોટા ભાઇયોપ્રત્યે અને મોટા ભાઇયોએ પોતાના નાનાભાઇયોપ્રત્યે, સદ્ગૃહસ્થોએ પોતાની ધર્મપત્નીપ્રત્યે અને સન્મિત્રોએ પોતાના સન્મિત્રોપ્રત્યે તથા સગાંસ્નેહિ સંબંધિયોએ પોતાનાં સગાંસ્નેહિ સંબંધિયોપ્રત્યે કેમ વર્તવું જોઇયે તે પોતે પોતાનાં હૃદયરુપ પ્રિયમિત્ર શંકરલાલ માહેશ્વર સાથે મલી રચેલા ગ્રંથોથી કહી બતાવેલ છે. એટલુંજ નહીં પણ પોતે તે પ્રમાણે વર્તી કરી બતાવેલ છે તે કોનું અજાણ્યું છે? એના હૃદયની કોમલતા એટલી બધી હતી કે કરૂણુરસનું કાવ્ય કે કથા સંપૂર્ણ તો નજ વાંચી શકે પણ કરૂણુરસનો એકાદ

 

શ્લોક વાંચતાંજ તેનું હૃદય ભરાઇ જતું ને આંખમાંથી અશ્રુની ધારાઓ પડવા લાગતી તેવું અમે ઘણી વખત નજરે જોયેલ છે. એમનામાં ઉત્તમોત્તમ અને સર્વેને ગ્રહણ કરવાલાયક સદ્ગુણો એ હતા કે તે પોતાના ભાઇયોમાટે પોતાના મિત્રો માટે અને પોતાનાં સગાંસંબંધિયો માટે પોતાનું સર્વસ્વ આપી દેતાં પણ સમય આવ્યે સંકોચ પામે તેવા ન હતા. પોતે ગમેતેવાં અસહ્ય દુઃખમાં મગ્ન હોય તોપણ બીજાનાં દુઃખોને દૂર કરવામાટે મનવચનકર્મથી મદદ કરવામાં કંટાળો પામતા નહીં અને પોતાની પાસે આવેલા દરદીયોની ઉપર જેવો પ્રેમ હોય તેવો પ્રેમ રાખી તનમનધનથી તેઓને સારાં કરવા પ્રયત્ન કરતા હતા. આ છેલ્લા ત્રણ ગુણો તેમના પિતાતુલ્ય આર્યબંધુ કૈલાસવાસી રા. રા. વૈદ્યરાજ ઝંડુભટ્ટજીયે પોતે જીવતાંજ કેમ જાણે પોતાના પરમપ્રિય નાના ભાઇ જટાશંકરભાઇને વારસામાં બક્ષીસ કરેલ હોય એમ અમો માનિયે છિયે. પરમકૃપાળુ પરમેશ્વર એ વૈદ્યરાજ જટાશંકરભાઇના તેવા તેવા સદ્ગુણો સામું જોઇ શ્રીકૈલાસમાં તેના અજર અને અમર આત્માને પરમાનંદમાં મગ્ન રાખો અને કૈલાસવાસિ તે પિતાપુત્રનાં યશઃશરીર આ શ્રીગોપાલચિંતામણિવિજય નાટકની સાથે શ્રીપરમેશ્વરની કૃપાથી નિરંતર અજર અને અમર રહો. તથાસ્તુ

લી વૈદ્યરાજ જટાશંકર વિઠ્ઠલજીનું–

પરમઉપકૃત મિત્રમંડળ.



 

આંહી રા. રા. વૈદ્યરાજ જટાશંકરભાઇની માંદગીની વખત થયેલાં શ્રીમૃત્યુંજય દેવનાં બે સ્તોત્રો, કૈલાસવાસી ચંદુલાલનું મરણ થવાથી થયેલ શોકોદ્‌ગારની કવિતાનું પત્ર તથા કૈલાસવાસી જટાશંકરભાઇનું મરણ થયા પછી થયેલ શોકોદ્‌ગારની કવિતાનું પત્ર તેના સદ્‌ગુણોનું સ્મરણ કરાવવામાં ઉપયોગી થશે એમ માની નીચે છાપિયે છૈયે.

श्रीमच्छैलसुतायुतार्द्धवपुषे स्वर्लोककल्लोलिनी- ।
कल्लोलामलमौक्तिकावलिलसच्छ्रीमौलये श्रीमते ॥
चंद्रोद्भासितशेखराय भगवंस्तुभ्यं नमस्कुर्महे ।
श्रीमृत्युंजय पाहि पाहि मम सन्मित्रं जटाशंकरम् ॥ १ ॥
असल्पायुषमप्यनन्यशरणं चक्रेऽत्र कल्पायुषम् ।
मार्कंडेयमुनीश्वरं भव भवत्पादांबुजैकाश्रयम् ॥
दीनानाथदयानिधान भगवन् या ते दयादृक् तया ।
श्रीमृत्युंजय पाहि पाहि मम सन्मित्रं जटाशंकरम् ॥ २ ॥
दृष्ट्वा संयमनीश्वरं तु महिषारूढं प्रचंडायुधं ।
पूजांते शिवलिंगमेव भयतश्चालिंग्य मूर्छां गतम् ॥
आविर्भूय ततो निहत्य च यमं योऽरक्ष आर्तं शिशुम् ।
श्रीमृत्युंजय पाहि स त्वमिह ते भक्तं जटाशंकरम् ॥ ३ ॥
गंधर्वेंद्रसुतां स्वजीवितपतिं श्रुत्वाऽल्पमृत्युं मृतां ।

 

नागस्याश्वतरस्य भक्तिभरतः संप्राप्तजीवां व्यधाव् ॥
गौरीनाथ मदालसां पशुपते या ते दयाहक् तया—श्रीमृत्युं.४
शंभो द्वादशवर्षमात्रपरमायुष्यं नरेंद्रात्मजं ।
रुद्राध्यायशताभिषिक्तभगवत्पादोदकप्रोक्षितम् ॥
तं दीर्घायुषमस्तदुःखमकरोद्यातेदयाहक् तया-श्रीमृत्युं०।५।
संसारार्णवतारिणी स्वजनतासंतापसंहारिणी ।
विश्वापद्विनिवारिणी जनमनश्चिंतासमुत्सारिणी ॥
कारुण्यामृतकोमलाऽमलतरायातेदयाहक्तया—श्रीमृत्युं० ६
एकस्मिन् कलशं करे मणिमयं पीयूषपूर्णं वह ।
अन्येनामृतवर्षिणा करुणया सिंचन् रुजार्तान् जनान् ॥
मृत्यून्निर्दलयन् पदापि च गदानुन्मूलयन् दुर्मदान्-श्रीमृ.७
पापानां गणनैव नास्ति सुकृतं स्वप्नेऽपि नैवाहृतं ।
भक्त्याऽकारि तवार्चनं च न मया तन्नावलोक्याखिलम् ॥
आलोक्य प्रणतप्रियत्वमचलं मृत्युंजय त्वं च ते—श्रीमृ०८
शंभो विश्वहितैषिभद्रकरुणाशंभोरनन्योपमां ।
त्वद्भक्तिं च परोपकारपरतां चानन्यतुल्यां दयाम् ॥
आलोक्यापि च तावकस्वजनतावात्सल्यमत्यद्भुतं—श्रीमृ०९
रोगार्ताः कति रक्षिता न भवता पापग्रहार्ताः कति ।
प्रेतार्ताः कति कष्टसाध्यतरदुर्व्याध्याधिमग्नाः कति ॥

जित्वा मृत्युमपीह देव करुणासिंधो तथैवाप्यमुं ।
श्रीमृत्युंजय पाहिपाहि मम सन्मित्रं जटाशंकरम् ॥ १० ॥
माता नस्त्वं त्वमसि च पिता त्वं गुरुस्त्वं पतिस्त्वं ।
त्वं सर्वस्वं त्वमसि च सुहृत्त्वं विपत्कालबंधुः ॥
इत्थं ज्ञात्वा सदयहृदय श्रीमहेशार्तबंधो ।
मृत्युं मृत्युंजय जय जटाशंकरं पाहि चामुम् ॥ ११ ॥
माहेश्वरात्मजनुषोर्द्धशशांकमौलेर्दासस्यवर्यगुरुकेशवधर्मसूनो
एषा कृतिर्मम जटाशिवमित्रमौलेर्मृत्युंजयेशपदयोःकुसुमां-
जलिः स्तात् ॥ १२ ॥

महाराजश्रीरवाजित्पाठशालैकशास्त्रिणा ।
कृता शंकरलालेन श्रीमन्मृत्युंजयस्तुतिः ॥ १३ ॥
मुनिशरनंदक्ष्मा १९५७ मितवर्षीयेकार्त्तिकेमासे ।
शुक्लदलैकादश्यां मित्रारोग्याय निर्मितास्ति शनौ ॥

॥ श्रीमृत्युंजयस्तोत्रं द्वितीयम् ॥

मृत्युंजयस्त्वमसि यो विदितस्त्रिलोक्यां ।
मृत्युं विजित्य भुवि येन निजा अनेके ॥
संरक्षिताः स इह दीनदयार्णवः श्री- ।
मृत्युंजय प्रणतपालक पालयास्मान् ॥ १ ॥
स्वल्पायुषोऽपि भगवन् शरणागतांस्त्वं ।

 

कल्पायुषः करुणया कृतवाननेकान् ॥
स त्वं दयामृतमयाशय ईश्वरः श्रीमृत्युंजय प्रणत० ॥ २ ॥
यस्त्वं कृपामृतघनः स्वकृपाकटाक्ष- ।
धाराभिराभिरभिषिच्य निजान् समस्तान् ॥
मृत्योर्विमोचयसिसत्वमिहाशुतोषो-मृत्युंजयप्रणत० ॥३॥
यस्यप्रभोतवदयामृतपूरपूर्ण संवीक्षणक्षणपरक्षणएवसर्वे ।
रोगाःप्रयांतिविलयंसउमापतिस्त्वं-मृत्युंजयप्रणत० ॥४॥
यः संस्मृतोऽपि सकृदार्तिधरैर्नरैस्त्वं ।
सद्यः क्षिणोषि करुणेक्षणतस्तदार्तीः ॥
सर्वाः स एव भगवंस्त्वमिहेंदुमौले-मृत्युंजय प्रणत० ॥५॥
मर्त्यो बिभेति न सदार्तिगदाकरेभ्यो ।
मृत्योरपीह कवलीकृतसर्वलोकाव ॥
यंत्वामुपास्य स उमारमणस्त्वमीशो-मृत्युंजयप्रणत० ॥६॥
यस्मिंस्त्वयि क्षणमुमारमणे मनः स्वं ।
प्रेम्णा निवेश्य मनुजा मनुजापकास्ते ॥
मृत्योर्भयंव्यतितरंति महेश स त्वं-मृत्युंजयप्रणत० ॥७॥
त्वं जन्ममृत्युजलधेरनिवारणीय- ।
व्याध्याधिनक्रझषचक्रकरालचक्रात् ॥
दत्वादयाद्दगवलोकलयावलंबं ।

 

मृत्युंजय प्रणतपालक पालयास्मान् ॥ ८ ॥
कालव्यालकरालवक्त्रकुहरे लीनं विहीनं गुणै-।
र्दीनं मीनमिवातिपीनमतुलैः पापैरधीनं रुजाम् ॥
शंभो शंकर कालकाल करुणापीयूषपूर्णांबुधे ।
श्रीमृत्युंजय पाहि पाहि भगवंस्त्वं मां त्वदेकाश्रयम्॥ ९ ॥
विश्वापत्तिहरैः समस्तजगतां श्रेयस्करैः सर्वदा ।
स्वीयोद्धारधुरंधरैर्निरुपमानंदार्पणे तत्परैः ॥
वीक्ष्य स्वैः करुणाकटाक्षनिकरैः प्रेमामृतांभोधरैः ।
श्रीमृत्युंजयपाहिपाहिसहसात्वंमांत्वदेकाश्रयम् ॥ १० ॥
मार्य्यः संति सहस्रशोऽतिभयदा हा संख्यसंख्यागदा।
आधीनां च शतानि संति कवलीकर्तुं समस्तं क्षणात् ॥
त्वत्तोऽन्योस्ति न रक्षकस्त्विह ततो विश्वैकरक्षामणे ।
श्रीमृत्युंजयपाहिपाहिनिखिलंविश्वेशविश्वं निजम् ॥११॥
उन्मूलयज्वरसंघमाशु सकलानुच्छिद्य चान्यान्गदान् ।
कासश्वासशिरोर्त्तिशूलकृमिरुक्शोफोदरार्शोमुखान् ॥
निःशेषामयराजमप्यतिबलंनिष्पीड्यसद्योबलात् ।
श्रीमृत्युंजय पाहिपाहि निखिलं विश्वेश विश्वं निजम् ॥१२॥
आरोग्यं वितरायुरप्यनुपमं त्वं देहिदेहि प्रभो ।
निस्तातंदसमूहमर्पय महादारिद्र्यमुन्मूलय ॥

 

संतापान् शमयाशुतोष भगवन् शापान्सपापांश्च नः ।
श्रीमृत्युंजय पाहिपाहि निखिलं विश्वेश विश्वं निजम् ॥१३॥

श्रीविठ्ठलात्मजनुषोर्द्धशशांकमौले-
दसिस्य वर्यगुरुकेशवधर्मसूनोः ।
एषा कृतिर्मम तु शंकरलालबंधो-
र्मृत्युंजयेशपदयोः कुसुमांजलिःस्तात् ॥ १४ ॥

मुनि शरनन्दक्ष्मामित १९५७ वर्षीय कार्त्तिक मासे ।
शुक्लदलेऽनंततिथौ चंद्रे मृत्युंजयस्तुतिर्विहिता ॥१५॥

---

## कैलासवासि भाई चंदुलालना वियोगजन्य शोकोद्गारपत्र.

सौजन्यसुधासिंधवः सन्मित्रमणयः श्रीजटाशंकरशर्माणः- यद्यपि सत्पुत्ररत्नविरहानलज्वालाकुलानां श्रीमतामुपरि यत्किमपि तद्विषयकलेखनं नत्क्षते क्षारायतएव तथापि पूरोत्पीडे तडागस्य परीवाहः प्रतिक्रियेति न्यायेन हृदयोद्गारमिमं लिखित्वा सत्पुत्र-विरहदुःखदूनमपि वः स्वांतं पुनर्दुःखयत्ययंजनस्तत्क्षंतव्यम् ॥

पापैः सर्वैः फलितमधुना दुर्दशा चागता मे ।
भ्रष्टं भाग्यं सुकृतमखिलं चाद्य मन्ये प्रशांतम् ॥
यत्सत्पुत्रः श्रवणसदृशः श्रीजटाशंकराणां ।

 

सन्मित्राणां पदमुपगतः शांकरं चंदुलालः ॥१॥
वर्षे वेदशरांकभू १९५४ परिमिते ज्येष्ठस्य कृष्णेदले
द्वादश्यां बुधवासरेऽतुलगुणो मानुष्यमुक्तामणिः
लावण्यैकनिधिः सुशीलसरलत्वौदार्यरत्नाकरः।
प्राप्तः श्रीशिवमंदिरं स्वसुकृतैः श्रीचंदुलालाभिधः२
संवद्वेदशरांकभूपरिमिते वर्षेऽतिदुःखप्रदे।
ज्येष्ठे मासिपरे दले बुधयुते हाहा तिथौ द्वादशे॥
मत्सन्मित्रजटादिशंकरसुतः सौशील्यलीलालय-
श्चंदूलाल उमासहायशरणो यातः पदं शांभवम् ३
वर्षे श्रीमन्मुनिगुणनवक्ष्मा १९३७ मिते प्राप्तजन्मा
वैशाखस्योत्तरदलगते द्वादशीशुक्रवारे॥
यस्त्वद्यावध्यखिलमकरोन्नः कुटुंबं सुखाढ्यं।
सोऽयं त्वद्याखिलमपि कुलं मज्जयत्यापदब्धौ ॥४॥

सौंदर्यसिंधुरखिलः परितोऽपि शुष्कः।
सौहार्दरत्ननिकरः प्रविकीर्ण एषः॥
सा नम्रता च सहजापि हताऽद्य मन्ये।
हा हा गते शिवपदं प्रियचंदुलाले ॥ ५ ॥
कस्यापरस्य वचनानि मनोहराणि।
स्वल्पाक्षराण्यपि गभीरतरार्थवंति॥

 

श्रुत्वा प्रमोदमुपयास्यति मानसं नो। हा हा.६
संगीतमद्य कुरुते श्रुतिमूलशूलं।
वाद्यध्वनिः कटुरिव प्रविभाति कर्णे॥
सर्वे रसा विरसतामधुना प्रयाता। हा हा.७
आनंदयंति नयनानि न केपि भावा।
घ्राणं न तर्पयति नः किल कोपि गंधः॥
आनंदयंति रसनां न रसाश्च केपि। हा हा.८
नो नाटकानि न कथा न कथानकानि।
नो भारतं च कविताऽऽदिकवेर्न दिव्या॥
शोकं तु नः शिथिलतां प्रभवंति नेतुं। हा हा.९
रुद्राभिषेकनिकरैः प्रजपैर्मनूनां।
श्रीपार्थिवेश्वरसहस्रसमर्चनैश्च॥
लब्धं हि रत्नमधुनाऽपहृतं विधात्रा। हा हा.१०
हे मित्रवर्य किमहं तु लिखामि धैर्यं।
धार्यं त्वयेति नहि तल्लिखनावकाशः॥
वज्रः स्फुटेदपि च हाप्यचलोपि रुद्यात्। हा हा.।
अस्मासु शंकरपदं समुपागतेषु।
यच्चंदुलालकरणीयमिहाति शोकात्॥
तद्वज्रतुल्यहृदया वयमेव कुर्मो। हा हा.१२

 

यो दुःखितं परमपीह जनं न शक्तः ।
संवीक्षितुं सकरुणां न कथां प्रवक्तुम् ॥
धर्त्तासि धैर्यमिह सोऽद्य कथं कथं त्वं। हा हा.१३

सन्मित्ररत्न सदयं हृदयं त्वदीयं ।
नैसर्गिकीं च परदुःखसदुःखतां ते ॥
तां तां परोपकृतितत्परतां च कालो ।
नालोक्य हाऽहरदयं प्रियचंदुलालम् ॥ १४ ॥

बुद्धिर्न बोधपदवीमवलंबते मे ।
कुत्रापि शांतिमुपयाति न हंत चेतः ॥
भग्नं मनोरथशतं मम हा समग्रं ।
हा हा गते शिवपदं प्रियचंदुलाले ॥ १५ ॥

या द्वादशी तव सुजन्ममहोत्सवेनाऽऽ ।
नंदप्रदा समभवद्भुवि सज्जनानाम् ॥
सा द्वादशी विकटसंकटदाऽद्य जाता ।
हे चंदुलालभवतीशपदं प्रयाते ॥ १६ ॥

हे चंदुलाल! कुलदीपक सद्गुणाब्धे ।
सन्मित्रमानससरोजमरालबाल ॥
चंद्रोपमं तव मुखं क्व विलोकयिष्ये ।
हा हा महेश्वरपदं त्वयि संप्रयाते ॥ १७ ॥

जीर्णारण्यसमंजगत्समभवत्सर्वाश्चशून्यादिशो
निर्विश्रामगलज्जलानिनयनान्यद्याखिलस्नेहिनाम्
आनंदप्रदवस्तुजातमखिलंजातंनिरानंददं ।
संप्राप्तेत्वयिचंदुलालसुकृतैःश्रीशंकरस्यालयम् १८
सौजन्यंतत्सहजमधुनाहंतमन्येप्रणष्टं ।
सारल्यंतद्गलितमखिलं हाहतोदारतासा ॥
लावण्यंतन्निरुपमतमंहानिरालंबनंते ।
हा हा वत्स त्वयि शिवपदं चंदुलाल प्रयाते ॥ १९ ॥
सा ते भक्तिः स्मरहरपदालंबिनी क्व प्रयाता ।
सा ते भक्तिः पितृपदयुगैकाश्रयाऽद्य क्व याता ॥
सा ते प्रीतिर्निखिलसवयोवर्गबद्धा क्व याता ।
हा हा वत्स त्वयि शिवपदं चंदुलाल प्रयाते २०
विद्याविद्येश्वरपरशिवात्प्राप्तुमिच्छन् प्रयातः ।
कैलासं वा निजपितृवरान् झंडुभट्टाभिधानान् ॥
द्रष्टुं भक्त्यागत इति जनो मन्यते साश्रु सर्वो ।
हा हा वत्स त्वयि शिवपदं चंदुलाल प्रयाते २१
द्रष्टुं श्रोतुं परमपिजनं दुःखितं ये न शक्ताः ।
सत्काव्यं वा सकरुणरसं ये च वक्तुं न शक्ताः ॥
गंतारः कां स्थितिमतिदयास्तेऽद्य ते तातपादाः ।

हा हां वत्स त्वयि शिवपदं चंदुलाल प्रयाते २२
सन्मित्राणि प्रणयनिलया बंधवस्ते समग्राः ।
स्निग्धस्वांता अपि गुरुजना धर्मपत्नी च बाला॥
कां कां दुःखस्थितिमुपगमिष्यंति तत्रैव विज्ञो ।
हा हा वत्स त्वयि शिवपदं चंदुलाल प्रयाते२३
अस्तं यातः सुकृतनिचयः सांप्रतं नः समग्रः ।
सर्वस्वं चापहृतमखिलं कालचौरेण हा नः ॥
किं ब्रूमो नः सकलमफलं जीवितं जन्म चापि ।
प्रेमाधार त्वयि शिवपदं चंदुलाल प्रयाते ॥२४॥
हा! वत्स त्वं क्वगत इति ते श्रीमणीशंकराख्या।
स्तातःखिन्नाः शुकसमभिधाः साश्रवो विश्वनाथाः
तेषां पत्न्यस्त्वयिसुतधियो मातरस्ते तदीयाः ।
पुत्राः सर्वे प्रणयनिलयाः पश्य दुःखाद्रुदंति॥२५॥
गत्वा कुत्र प्रतिदिनमहो किंनु दत्वा च हुत्वा।
जप्त्वा कं वा मनुमनुपमं किं च तप्त्वा तपो वा॥
चंदूलाल प्रणयनिलय त्वन्मुखं येन सौम्यं ।
संद्रक्ष्यामः पुनरपि वयं तद्वद प्रेमसिंधो ॥२६॥
भूयो भूयो विलपनशतान्येवमाश्रुत्य तेषां ।
तातानां च प्रणयिसुहृदां पुत्र ते निर्विरामम् ॥

धैर्यं केषां गलति हृदयान्नाननाच्चापि हाहे ।
त्याक्रंदोनो न च नयनतश्चाश्रुधाराप्यवारा ॥२७
हित्वा मर्त्यं वपुरुपगतस्त्वंतु दिव्यं स्वरूपं ।
त्यक्त्वा भौमं निलयममलं रत्नसौधं प्रविष्टः ॥
हित्वा क्षुद्रं सुखमनुभवस्युत्तमं मुक्तिसौख्यं ।
न त्वं शोच्यस्तत इह परं दुःखदस्ते वियोगः२८
माता पुण्या तव सुचरिता श्रीमणीबाभिधाना।
या कैलासं प्रथममगमत्तत्समीपे वसेस्त्वम् ॥
पुण्यस्तंभान् परशिवपरान् श्रीमतो झंडुतातान्
द्रष्टासि त्वं प्रियशिवगिरौ लालयिष्यंति ते त्वाम्
कृतिस्तवतु बालतोऽप्यमलशीलशालिन्यहो ।
ततः शिवपदे स्थितिर्घटतएव हे वत्स ते ॥
परं शिवमनुक्षणं परशिवान्वितं पूजयन् ।
परं शिवमवाप्नुहीत्यनुनिमेषमीहामहे ॥ ३० ॥
संवच्छेदशरांकक्ष्मामित१९६४वर्षेऽतिखिन्नमनसेदम् ।
आषाढपूर्णिमायां मयार्कवारे दलं लिखितम्३१

---

## रा. रा. वैद्यराज श्रीजटाशंकरविरहजन्य शोकोद्गारपत्रम्.

सौजन्यसुधासागरेषु परमहितैषिवर्येषु सद्गुणरत्नरत्नाकरेषु

वैद्यराजश्रीमणीशंकरशर्मसु वैद्यराजश्रीपोपटभाईशर्मसु वैद्यराजश्रीविश्वनाथशर्मसु वैद्यराजश्रीशंकरप्रसादशर्मसु च श्रीमोरबीत्यपरपर्याय—श्रीमयूरध्वजपुरान्महामाहेश्वर भट्टश्रीमाहेश्वरतनुजनुषा शंकरलालेन प्रेषिताः प्रणामपुष्पांजलयः शुभाशीर्मुक्तावलयश्च यथाक्रमं समुल्लसंतुतरां नितराम्. कार्तिककृष्ण प्रतिपदि बुधे प्रभातएव तारयंत्रसमागतपत्रचारमुखादाबाल्यादेवपरिपालितोत्तमसौहृदधर्माणां प्राणाधिकप्रियतया परिपालितपरमपवित्रमित्रधर्माणां निरवधिदयामृतमयाशयतया निजौरसपुत्रनिर्विशेषीकृतरोगार्तजनानां मनोवचःकायकर्मभिः समाराधितश्रीमदुमारमणचरणानां मुनित्राणनंदेंदु १९८७ मितवर्षीयकार्तिकशुक्लचतुर्दशीचंद्रवासरशर्वरीसार्द्धयामांतसमयसमासादितश्रीसांबसदाशिवपदारविंदसामीप्यमुक्तिसुखानां मम परमपवित्रसन्मित्रप्रवराणां श्रीजटाशंकराणामुपरतिवार्तां वज्रपातप्रतिमामतिदुःसहामुपश्रुत्य, यद्दुःखं य उद्वेगो ये च संतापाःप्रभवंति मनसि मे न तान्मदीयेयं लेखीनि लेखितुं शक्ता। हा! शुष्कः सौहृदसुधासागरः पतितः कुटुंबवात्सल्यपादपो विशीर्णश्चैकमत्यमणिशैलः सांप्रतम्. हा! कदा कुत्र वा तादृशं सन्मित्रचिंतामणिं पुनर्द्रक्ष्यामहे. इदानीं जीर्णारण्यानिर्विशेषंजगत्. शून्यशून्या दिशो निःसारतरश्च संसारः प्रतिभाति मे.।

( ત્યાર પછી પરિવારસહિત વસુદેવ અને ભારતભૂમિ તથા સરસ્વતી પ્રવેશ કરેછે. )

**સરસ્વતી**—વત્સ વસુદેવ! પુત્રિ દેવકિ! કામધેનુજેવી આ ગાયના લાભથી બહુ સારૂં થયું.

**ભારતભૂમિ**—કાળ અને મૃત્યુના મુખમાંથીજ આ ગાયને પુત્રે બચાવીછે એમ હું માનુંછું.

**વસુદેવ**—આ સર્વ પ્રતાપ આપ બન્ને ભગવતીનોજ છે એમ મારૂં માનવું છે.

**દેવકી**—હે માતાજી! વધસ્થાનમાં ગયેલી આ ગાયનું પાછું આવવું તે આપ બન્ને ભગવતીના આશીર્વાદથીજ થયુંછે એ નિર્વિવાદ છે.

**અનુષ્ટુપ્.**

થયું સફલ આ આજ, જન્મ જીવિત માહરૂં ;
પ્રાણસર્વસ્વ આ ધેનુ, તણાં રક્ષણથી ખરૂં.

( એમ કહી નેત્રમાંથી અશ્રુ પાડેછે. )

**કીર્ત્તિમાન**—હે માતાજી! આ મારાં માતુશ્રી અત્યંત ભીરૂ સ્વભાવનાં અને મારા પૂજ્ય પિતાશ્રીની નિઃસીમતમ ગોભક્તિભાવમાં પણ અનભિજ્ઞ છે. પરંતુ મારા પૂજ્ય પિતાશ્રી તો,

**અનુષ્ટુપ્.**

મને, અનુજ સર્વેને, પોતાના પ્રાણને અરે ;
આપી સર્વસ્વ, વા, એહ, ગોરક્ષાર્થે નહીં કરે.

**સરસ્વતી**—વત્સ! તે તો અશક્તનો માર્ગ છે. પરંતુ તારા પિતા તો કાળ, મૃત્યુ અને યમથી પણ ગાયને છોડાવવા શક્તિમાન્ છે ત્યારે બિચારા વૃકાનુજ બકાનુજની તો શુંજ વાત કરવી? અમે અગારી આ આંખોથી જોયું કે,

## શાર્દૂલવિક્રીડિત.

ધેનુને પકડી જતાં વધ થવા, માટે વધસ્થાનમાં,
મ્યાનેથી તલવાર બાર નિકળી, જ્યાં દૈત્યની રાનમાં;
ત્યાંતો આ તુજ તાતની, અસિતણા પ્રૌઢ પ્રહારે કરી,
તેના પ્રાણ અરે બહાર નિકલ્યે, બન્ને ગયા તે મરી.

**કીર્ત્તિમાન**—માતાજી! મારો કહેલો માર્ગ પણ કેવળ અશક્તનોજ નથી. પરંતુ કદાચિત્ સત્ય પાલવા રૂપ પાશથી બધાયેલા શક્તિવાળાને પણ અવશ્ય અનુસરવો પડેછે.

**ભારતભૂમિ**—વત્સ! આ તમારૂં બોલવું યથાર્થ છે. વસુદેવજેવા પિતાથી ઉત્પન્ન થયેલો આવા વિચારોમાં વિચરતાં ચિત્તવાળોજ હોય.

**દેવકી**—હે દેવિ! હજી મારૂં હૃદય કંપેછે કે બકાનુજ અને વૃકાનુજનાં પ્રાણનો નાશ થયો એ વાત શ્રવણ થયા પછી કંસ શું કરશે?

**બન્નેદેવિ**—પુત્રિ! કાંઇ પણ ભય પામીશ નહિ. આખાં જગત્‌નું કલ્યાણ કરનારી ગોભક્તિ તારૂં કલ્યાણ કરવાને જાગતીજ છે.

**કીર્ત્તિમાન**—(જરાહસીને) માતાજી! આગ પાગરથી પણ શું ભય રાખોછો?

## અનુષ્ટુપ્.

આવો ભલે કંસ પોતે, કેશી વા યુક્ત કંસથી;
ખડ્ગમાત્ર સહાયેથી, હું જરા ડરતો નથી.

**દેવકી**—પુત્ર! હું મારાં પ્રાણરક્ષણ માટે ભય પામતી નથી, પરંતુ તારા પિતાએ વૃકાનુજ બકાનુજને મારીને પણ જે ગાયોની રક્ષા કરી છે તેને જો કંસ કે કેશી અપહરણ કરશે તો આપણા સર્વનું જન્મ અને જીવિત નિષ્ફલ થશે એમ હું ભય પામુંછું.

**કીર્ત્તિમાન**—કેમ અમો જીવતાં છતાં એમ થવા સંભવ છે? માટે હે

માતાજી! તે વિષયમાં આપે કશી ચિંતા ન કરવી.

અનુષ્ટુપ્.

આવશે કંસ કે કેશી, ગોદ્વેષી અન્ય કોયને ;
પ્રાણુને પણ આપીશું, પ્રાણાધિક ન ગાયને.

( નેપથ્યમાં )

અરે કોણ છે. કમાડ ઉઘાડો. મહારાજ કંસ મહામાત્ય કેશીની સાથે પધારીને આ ઘરનાં આંગણાંને શોભાવેછે.

દેવકી—(ભય પામીને) હે દેવી! જે શંકા થતી હતી તેજ ભય આવીને ઉભો રહ્યો. હવે શું થશે?

બન્ને દેવી—પુત્રિ! વિહ્વલ ન થા. તારી નિષ્પ્રતિમ ગોભક્તિને જોઇને ગોપાલચિંતામણિજ તારી સહાયતા કરશે.

વસુદેવ—( ધીરજસહિત ઉઠી કમાડ ઉઘાડીને ) અહો! મહારાજ પોતેજ અમારાં ઘરનાં આંગણાંને શોભાવેછે. આજ મારો સારો દિવસ છે. પધારો પધારો મહારાજ!

કેશી—(સ્વગત) આજ મારો નઠારો દિવસ છે એમ કહેવું જોઇયે. (પ્રકાશ ) આર્ય! ખોટી વાણીની મધુરતાથી મહારાજ ખેદ પામેછે.

વસુદેવ—તમારા જેવા પાપી કારભારીઓ સર્વત્ર પાપનેજ દેખેછે. આ મારા બોલવામાં ખોટું વાણીનું માધુર્ય શું છે?

કંસ—શામાટે અમાત્યઉપર પણ આમ કોપ કરોછો?

અનુષ્ટુપ્.

વિત્તાશા ધાતુવાદોમાં, મોક્ષાશા કૌલવે થવી;
જમાઇમાં પુત્ર આશા, તે ત્રણે વ્યર્થ જાણવી.

આ લોકવાણી ખોટી નથી. અમારા પિતાએ પુત્રની બરાબર લાલનપાલન અને પોષણ કરેલા તમે અમારૂંજ અકલ્યાણ ઇચ્છો-

છો અને મુખથી કાનને સુખ આપે તેવી વાણી બોલોછો એજ ખોટું વાણીનું માધુર્ય.

**વસુદેવ**—મેં ક્યારે અને શું મહારાજનું અકલ્યાણ ઇચ્છ્યું તે બાલ્યાવસ્થાથી આજસુધી પણ મને સ્મરણમાં આવતુ નથી તેથી આપજ તે જણાવશો.

**કંસ**—જણાવુંછું.

**વસુદેવ**—સાંભળુંછું.

**કંસ**—ગાયો, બ્રાહ્મણો અને વેદ એ ભગવાન્ મહાવિષ્ણુનું મૂળ ખરૂં કે નહિ ?

**વસુદેવ**—" નહિ " એમ કોણ કહેછે ? તેઓ મહાવિષ્ણુનું મૂળજ છે.

**કંસ**—જે જે વિષ્ણુનાં મૂળભૂત છે તે તે મારાં અકલ્યાણ કરનાર છે.

**વસુદેવ**—(આશ્ચર્યના આવેશસહિત) હે ભદ્રમુખ ! આ તમને શી ભ્રાંતિ થઇછે ? સર્વ લોકનું કલ્યાણ કરનાર ગાયો, બ્રાહ્મણો અને વેદો તમારૂં અકલ્યાણ કરનાર કેમજ હોય ?

**કંસ**—વિષ્ણુના મૂળભૂત છે માટેજ. વિષ્ણુ એ મારો પૂર્વજન્મનો વૈરી છે તેથી તેનાં મૂળને ઉખેડવામાટે પ્રવૃત્ત થયેલા અમોને તેનાં મૂળની રક્ષા કરનાર સર્વ માણસ અકલ્યાણ કરનારજ છે.

**વસુદેવ**—કંસ ! કંસ ! ! આ શો તમારો મતિ વિપર્યાસ ? ગાયો અને બ્રાહ્મણોનું પ્રતિપાલન કરવામાં પરાયણ અંતઃકરણવાળાં યદુકુળો છે એમ જગત્પ્રસિદ્ધજ છે. તેવાં ઉજ્વલ કુળરૂપ સુધાસમુદ્રના સુધાકર ( ચંદ્ર ) રૂપ તમને આવી ઉલ્વણ વાણીરૂપ વિષનું વર્ષવું એ ઘટતું નથી. વળી તમે જાણોછો કે—

**અનુષ્ટુપ્.**

સર્વ કલ્યાણ દેનારી, સર્વ દેવોતણું ઘર ;

વળી ગાયોને પીડતો પાપી, મરે કો નહિ સત્વર.
ગતાયુ વૈદ્યને નિંદે, ગણકોને ગતશ્રિયો ;
કરે બ્રાહ્મણનો દ્વેષ, ગતઆયુ ગતશ્રિયો.

આ રીતે ભગવાન્‌નું કહેલું તમારા સ્મરણમાં નથી આવતું ?

કેશી—યદુકુળમાં ઉત્પન્ન થયેલાઓને એ બધું ભગવાન્‌નાં વચન વિગેરે માન્ય છે પરંતુ કાળનેમિના નવાવતાર મહારાજને માન્ય નથી. કેમકે તેના તો વિષ્ણુ એ વૈરી છે.

વસુદેવ—હા ! હંત ! દયાસિંધુ વિશ્વબંધુ વિષ્ણુઉપર પણ વૈરીબુદ્ધિ અથવા તમારા જેવા અમાત્યની ગતિને અનુસાર વર્તનારા રાજાઓના ગતિવિપર્યાસમાં શું આશ્ચર્ય ! ઘણુંકરીને રાજાઓના તો પાપપ્રધાન પ્રધાનોજ પહેલા વૈરી છે, બીજા કોઇ નથી. જેઓના સંગથી મંદગતિવાળા અને મંદભાગ્ય રાજાઓ હિતને અહિત અને અહિતને હિત, સત્યને અસત્ય અને અસત્યને સત્ય, પથ્યને અપથ્ય અને અપથ્યને પથ્ય, કૃત્યને અકૃત્ય અને અકૃત્યને કૃત્ય, હેયને ઉપાદેય અને ઉપાદેયને હેય અને વિષને અમૃત અને અમૃતને વિષરૂપ માનેછે. એ રીતે અનર્થને અર્થ બતાવનારા તમસરખા અધમ પ્રધાનોનું નથી આ લોકમાં કલ્યાણ થતું, કે નથી પરલોકમાં કલ્યાણ થતું, કેવળ લોકના ધિક્કારથી બલતા તેઓ આ લોકમાં અકલ્યાણપરંપરાનો અનુભવ કરી કરીને પરલોકમાં કલ્પસુધી અત્યંત નરકની પીડાની પરંપરાનો અનુભવ કરેછે.

કેશી—(સ્વગત) મહારાજનાં અંતઃકરણને આ ક્ષણવારમાં આર્દ્ર કરશે. ( પ્રકાશ ) હે વસુદેવ! પોતાના સ્વામીનું પ્રિય અને હિત પોતાના પ્રાણ આપીને પણ કરવું એ સારા કારભારીઓ અને સારા નોકરોનો સનાતન ધર્મ છે તેથી અમારા ધર્મને અનુસાર મહારા-

જના મહા વૈરી વિષ્ણુમાં વિદ્વેષ અને મહાવિષ્ણુનાં મૂળભૂત ગાયો તથા બ્રાહ્મણોનું ઉન્મૂલન કરવામાં અમારો શો દોષ છે?

**વસુદેવ**—(સરોષ) અરે મૂઢ! તને ધિક્કાર છે. પોતાની મૂઢગતિથી મહારાજનુંજ અપ્રિય અને અહિત કરેછે. અથવા તારો શો દોષ? મહારાજનીજ એ મૂઢતા છે કે, જેથી તું સરખા મૂઢ બુદ્ધિવાળા સાથે પોતાના હિતમાટે વિચાર કરેછે અને તારા જેવાનાં ઉપદેશ-વચનોને સાંભળેછે તથા તુંસરખા અધમમાં પણ અધમતમ પ્રધાનોની મતિએ શોધેલા કનિષ્ઠ માર્ગને પણ અનુસરેછે.

**કંસ**—(સરોષ) બહુ બોલવાની કલ્પના બંધ કરો, બંધ કરો. હું નથી કોઇ પ્રધાનની કે નથી કોઇ બીજાની સલાહથી કાંઇ પણ કરતો, ત્યારે વ્યર્થ પ્રધાનને શામાટે ઠપકો આપોછો?

**વસુદેવ**—અહો ભોજરાજ! હૃદયચક્ષુને ઉઘાડીને કાંઇક જુઓ, જુઓ, શું કયાંય ગાયો અને બ્રાહ્મણોની હિંસા હિતકારી સાંભળી કે દીઠી છે??? વળી ચૌદભુવનના બંધુ દયાસિંધુ મહાવિષ્ણુમાં વિદ્વેષના લેશનો આવેશ પણ કલ્યાણકારી સાંભળ્યો કે દીઠો છે??? હા! તમારી હિતાહિત જોવાની કુશળતા કયાં ગઇ, કયાં સંતાયું તમારૂં ચાતુર્ય અને કયાં ગુમ થયું તમારૂં નિગમાગમને અનુસરવાપણું? શું ત્રિભુવનને વંદવા યોગ્ય ગાયોનો પણ મહિમા જાણતા નથી? હે રાજા! સાંભળો.

**અનુષ્ટુપ્.**

યજ્ઞનું ફળ છે ગાયો, રહ્યાછે યજ્ઞ ગાયમાં;
ગાયો ભવિષ્યને ભૂત, રહ્યુંછે સર્વ ગાયમાં.
ગાયો પ્રજાને પાળેછે, પોતાના દૂધ ઘીવડે;
થાય છે ખેડ પૃથ્વીમાં, તેઓના તનયોવડે.

તેથી વિવિધ જાતિનાં, ધાન્યને બીજ થાયછે ;
બનેછે યજ્ઞ તેનાથી, હવ્ય ને કવ્ય થાયછે.
વેદો દેવો અને તીર્થો, યજ્ઞોને અર્ણવો સદા ;
રહેછે ધેનુ અંગોમાં, તેથી તે મંગળપ્રદા.

આ પ્રમાણે પ્રાચીન પંડિતો કહેછે તેથી તે ગાયો પ્રતિદિવસ પોષવા યોગ્ય પૂજ્ય અને નમન કરવા યોગ્ય છે.

કંસ—ભલે પ્રાચીન પ્રજ્ઞાવંતો તેમ કહો. મારે તે વચનો પ્રમાણ નથી. તમને ગાયો મંગળપ્રદા છે પરંતુ અમોને તે વિષ્ણુનાં મૂળભૂત હોવાથી અમંગળપ્રદાજ છે તેથી તેઓને હણવાને અમે ઇચ્છીએ છીએ.

વસુદેવ—હા હંત ! આ તમારો અતિભૂમિકાએ પોહોંચેલો મતિમોહ શો છે ?

શાર્દૂલવિક્રીડિત.

ગાયો કામદુઘા સમસ્ત જગને શાસ્ત્રે કહેલું અરે,
આ ભૂમંડલ સર્વ જેથી સમજો શોભા વિશેષે ધરે ;
જે છે દૈવત આપણું યદુતણા વંશે થયેલાતણું,
હા હા મંગલ મૂર્ત્તિ તેજ, હણવા ઇચ્છે નઠારૂં ઘણું.

કંસ—( સરોષ ) ઉપદેશ દેવાની ચતુરાઇને બંધ કર.

અનુષ્ટુપ્.

આપ તું ગાયને શીઘ્ર, પોતાનું શ્રેય જો ચહે ;

દેવકી—( સ્વગત ) હા ! હવે પછી શું થશે. ?

સરસ્વતી—પુત્રિ ! ક્રૂર અંતઃકરણવાળા શું નથી કરતા ?

ભારતભૂમિ—માતાજી ! એમજ છે.

વસુદેવ ( કોપના આડંબરસહિત )

અનુષ્ટુપ્.

નથી હું આપતો કંસ, કરી લે મન જે ચહે.

( એમ કહી ખડ્ગને ગ્રહણ કરેછે. )

**કંસ**—( સભય સ્વગત ) હંત ! આનો કોપ તો અત્યારે અતિભૂમિકાએ પોહોંચ્યોછે, અસ્તુ. ક્ષણવાર વિલંબ કરીને સમયોચિત કરીશ. ( પ્રકાશ કેશીતરફ જોઇને ) હે કેશી ! જો જો આ વસુદેવનો સુહૃદ્ધર્મ. જે પોતે અપરાધી છે પણ આપણુ નિરપરાધીઓઉપર પણ કારણુ વિના કોપેછે.

**કેશી**—( કંસના કાનમાં ) એમ એમ.

**કંસ**—વસુદેવ ! "પુત્રો આપીશ હું આના, જેથી છે ભય તુંજને" એમ જે તમે કહેલ છે તે ખરૂં છે કે ખોટું ?

**વસુદેવ**—તે ખરૂંજ છે.

**કંસ**— અનુષ્ટુપ્.

ગાયને દે વિનાવાદે, ત્યારે જો શ્રેય ઇચ્છ તો ;

કીર્ત્તિમાન નયે યુક્ત, પુત્રને આપ તું ન તો.

**દેવકી**— ( સ્વગત ) કીર્ત્તિમાનને ધન્ય છે જે ગોરક્ષણુના કારણરૂપ થાયછે.

**વસુદેવ**—નહિ એમ કોણુ કહેછે ( એમ કહી કીર્ત્તિમાનનો હાથ પકડીને ) પુત્ર કીર્ત્તિમાન ! સકલ મંગલની કામધેનુ આ ધેનુનાં પ્રાણુરક્ષણુ માટે તને તારા મામાને સોંપુંછુ.

**કીર્ત્તિમાન**—પિતાજી આ માણુસ ગોરક્ષણુ કરવામાટે સજ્જ છે. ( એમ કહી ખડ્ગ લઇને ઉભો થાયછે. )

**કંસ અને કેશી**—( શું આ પ્રથમ પુત્ર આઠમાનું કામ કરશે એમ વિચારતાં સભય અને મૌનજ ઉભા રહેછે. )

**કીર્ત્તિમાન**—અરે પાપીઓ! હું જીવતાં આ ગાયને ક્રૂર દૃષ્ટિથી જોવાને પણ કોણ શક્તિમાન્ છે? મારો આ કરવાલ ખડ્ગરૂપ બાલસર્પ પાપીઓના પ્રાણપવનને પીવાને શક્તિવાળો છે.

**કંસ અને કેશી**—વસુદેવ! વસુદેવ! આ શું?

**વસુદેવ**—( કીર્ત્તિમાનને બલાત્કારે પકડીને ) પુત્ર! પુત્ર! આમ કરવું તને ઉચિત નથી. તારા એમ કરવાથી મારામાં અસત્યવાદીપણું આવી જાય તે મને નરકપ્રવેશનાં દ્વારરૂપ થાય. કેમકે પ્રથમ મેં કંસની પાસે પ્રતિજ્ઞા કરેલી છે કે—"પુત્રો આપીશ હું આના જેથી છે ભય તુંજને;" અને કંસે પણ દેવકીના આઠમા ગર્ભથી મને ભય છે એમ વિચારીને મેં સોંપેલા તમો છએ ભાઇઓને માર્યા નહિ એ કંસનો મારા ઉપર થોડો ઉપકાર નથી. અત્યારે આ ગાયને ન સોંપવાથી કોપેલ કંસ તો "ગાયને અથવા કીર્ત્તિમાનને સોંપી દે" એમ મને આજ્ઞા કરેછે તેથી હું તેને આ ગાયના પ્રાણને બદલે તારા પ્રાણને સોપું છું માટે શસ્ત્ર છોડી નમ્ર મસ્તકથી તારે મહારાજ આગળ રહેવું.

**કીર્ત્તિમાન**—હે પિતાજી! એ વૃતાંત હું જાણતો હતો તો પણ આજ ગોભક્તિના આવેશમાં પરવશ થઇ જવાથી એ સર્વ ભૂલી જઇને મેં જે બાલચાપલ્ય કરેલ છે તેને ક્ષમા કરો ( એમ કહી ખડ્ગ મ્યાનમાં નાખી કંસપાસે જઇને ) મામા! આ ખડ્ગ આપની પાસે મેલ્યુંછે અને અસ્ત થયેલા સમસ્ત મનોરથોસાથે આ મારૂં મસ્તક નમાવ્યુંછે હવે જેમ ઉચિત હોય તેમ કરો. ( એમ કહેતાં મસ્તક નમાવીને તેની પાસે ઉભો રહેછે. )

**કંસ**—( સરોષ મ્યાનમાંથી તલવાર કાઢીને ) જેનું સ્મરણ કરવું હોય તેનું કરી લે, થોડીવાર પછી મરણ પામીશ.

**કીર્ત્તિમાન**—મામા ! કદી પણ ગાયોને પાળવામાં પ્રાણથી શ્રી ગોવિંદ વિસ્મરણ થતાજ નથી. હે માતાપિતા ! મારા મરણથી હૃદયમાં જરા પણ દુઃખ પામશો નહિ. મને મરણનું કશું પણ દુ;ખ થતું નથી પણ અત્યારે હૃદયમાં અમંદાનંદ ઉપજેછે. છેવટ હું પ્રણતજનોનાં પ્રાર્થિતને પૂર્ણ કરનાર શ્રી પરમેશ્વરપાસે પ્રાર્થના કરૂંછું કે—

**અનુષ્ટુપ્.**

ફરીને જન્મ પામું તો, તમારો પુત્ર હું બની ;
જન્મોજન્મ તજું પ્રાણ, રક્ષાર્થે ગાય વિપ્રની.

( એટલું કહી માતાપિતાને પ્રણામ કરી મૌન ઉભો રહેછે. )

**કંસ**—અરે વસુદેવ ! વસુદેવ ! ક્ષણવાર વિચાર કરો, વિચાર કરો. પશુને માટે પ્રિય પુત્રને પણ આપતાં લજ્જા નથી થતી ?

**વસુદેવ**—અમને ગોરક્ષણથી વધારે વહાલો પુત્ર નથી, પત્ની નથી, સર્વસ્વ નથી અને આ જીવિત પણ તેવું પ્રિય નથી.

**સરસ્વતી**—પુત્રિ ભારતભૂમિ ! બહુ સારીરીતે વધાવી છો વત્સ વસુદેવના હૃદયરૂપ મણિમંદિરમાં ગોભક્તિએ ઉપાસના કરાતી હૃષ્ટપુષ્ટ પુત્રી ગોરક્ષા છે. તેને અલૌકિક નેત્રોથી જોઇને તારા આત્માને કૃતાર્થ કર.

**ભારતભૂમિ**—હે માતાજી ! દેવી ગોરક્ષાને કુશલ જોઇને કૃતાર્થ છું. પરંતુ તેનું ઉચ્ચાટન કરવાને આ પાપી પ્રવૃત્ત થયોછે એ મોટી ભીતિ છે.

**સરસ્વતી**—વસુદેવનાં હૃદયમંદિરમાંથી બદ્ધમૂળ થયેલી ગોરક્ષાને ઉખેડવાને આ બિચારો કોણ માત્ર છે? માટે નિર્ભય થા.

**કંસ**—(સરોષ) હે કેશી ! કીર્ત્તિમાનનું મસ્તક કાપીને આંહી લઇ આવ.

કેશી—જેવી આજ્ઞા. ( એમ કહી કીર્તિમાનને પકડીને તલવાર કાઢી અંદર જાય છે. )

દેવકી—હા કુલદીપક ! આમ અકાળે કેમ મરણ પામેછે? મારી વાટ જો, હું પણ તારી સાથેજ આવુંછું. (એમ કહેતાં મૂર્છા પામેછે.)

ભારતભૂમિ અને સરસ્વતી—પુત્રિ દેવકિ ! ધીરજધર, ધીરજ ધર.

દેવકી—( સંજ્ઞા પામીને ) હે માતાજી ! મારૂં જીવનસર્વસ્વ ગયું. હવે મારે ધીરજ રાખવાનું કયું સ્થાન છે? ક્રૂર કેશી કીર્તિમાન્‌ને લઈને ગયોછે, હવે તે તેની કેવી દુર્દશા કરશે એમ મારૂં મન કંપેછે.

કેશી—( પ્રવેશ કરીને ) મહારાજ ! આપનો હુકમ બરાબર બજાવ્યોછે. આ કીર્તિમાન્‌નું માથું. (એમ કહી કંસના હાથમાં તે મસ્તક આપેછે. )

કંસ—( મસ્તક લઇ વસુદેવને ) વસુદેવ ! જુઓ જુઓ, આ ગોરક્ષા અને ગોભક્તિનું ફલ. હજી પણ કંઇક વિચાર કરી ગાયને સોંપી દ્યો.

વસુદેવ અને દેવકી— અનુષ્ટુપ્.

ગાય તો પ્રાણ જાતાંએ, કદી ના આપશું અમે ;
દેવાનાં હોય જે દુઃખો, ભલે તે આપજો તમે.

કંસ— સંમર્દન અને ઋજુ, ભદ્રને ભદ્રસેનને ;
સુષેણને પછી મારૂં, આપો જો નહિ ગાયને.

સરસ્વતી અને ભારતભૂમિ—( દિવ્યદેહ થઇને )

અનુષ્ટુપ્.

હે દેવકી વસુદેવ, ન ડરો ધૈર્યથી રહી ;
ગોપાલ કરશે સારૂં, ગોરક્ષા છોડશો નહીં.

( પછી ) કંસને કહેછે.

રે કંસ કર્મચાંડાલ, હણીને બેનના સુત ;

લાજે નહિ જરા દુષ્ટ, ધિક્ તારાં જન્ગ જીવિત.
મૃત્યુ છે દેવકીપુત્ર, હરિથી તે થશે ખરૂં ;
શીઘ્ર મોકલીએ તેને, થવાને મોત તાહરૂં.

જો અમે અત્યારેજ ક્ષીરસાગર પાસે પહોંચ્યાં. ( એમ કહી આકાશમાર્ગે નીકળી જાયછે. )

**કંસ અને કેશી**—હા! આ અકસ્માત્ ક્યાંથી આવી પડયો! ( એમ બોલતાં ભયથી ઠેંસો ખાતા પડતા બહાર નિકળી જાયછે. )

**દેવકી**—હા! દુર્ભાગ્યને લીધે બન્ને દેવી પણ ચાલ્યાં ગયાં.

**વસુદેવ**—દેવી! ગાયના પ્રાણની રક્ષા કરવાને પોતાના પ્રાણ આપવાથી ગોલોકમાં અલૌકિક આનંદ પામનાર પણ પુત્ર કીર્તિમાનને લૌકિક દૃષ્ટિથી જલાંજલી દેવાને ચાલો આપણે યમુનાજીમાં જઇએ.

**દેવકી**—જેવી આર્યપુત્રની આજ્ઞા. ( એમ કહીને વસુદેવ અને પુત્રોસાથે નિકળી જાયછે. )

## બીજો અંક સમાપ્ત.

**श्री प्रेमान्वितशंकरस्य तनयः प्राणादिमः शंकरः ।**
**झंडूभट्ट इति प्रसिद्धभिषजः शिष्योहिछत्रद्विजः ॥**
**तेन श्रीगुरुशंभुलालसुकवेर्निमातुराज्ञाभृता ।**
**गोरक्षाभ्युदयाख्यनाटकवरस्याकारि भाषांतरम् ॥**

# ગોપાલચિંતામણિ નાટક.

## અંક ત્રીજો.

---

(ત્યાર પછી ચિંતામાં નિમગ્ન ચિત્તવાળા ઉગ્રસેન પ્રવેશ કરેછે.)

ઉગ્રસેન—(દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ નાખીને) હા! દુષ્ટ પુત્રના કરતાં પુત્રવિનાનાજ રહેવું એ સારૂં છે, મારાં કયાં પાપથી મહા પાપી, આ, મારો પુત્ર થયો કે જેણે દીન અને દુઃખમાં લીન દેવકીના પણ છએ પુત્રોને કરૂણારહિત થઇને કાળની પેઠે મારી નાખ્યા. આ કેવો તેના મનનો મોહ, કેવી તેની ક્ષુદ્રબુદ્ધિ અને કેવું તેનું અવિચારિપણું ? એ મારી બુદ્ધિથી સમજાતુંજ નથી. હા! પુત્રોનો નાશ થવાથી દુઃખિત થયેલી પુત્રી દેવકીને જોવાને પણ મારૂં મન શરમાયછે. તેને હું કેમ આશ્વાસન આપી શકીશ? એક પણ પુત્રનું દૈવેચ્છાથી થયેલ મરણ ધીરવીરમાં અગ્રેસર પુરૂષોનાં પણ ધૈર્યને એકદમ છોડાવી દેછે ત્યારે પછી છ પુત્રોનાં અકસ્માત્ પોતાના સંબંધીએ કરેલાં મરણ ધીરજને છેક છોડાવી દે તેમાં શુંજ કહેવું? (સ્મરણ થવાથી પાસેજ છે એમ ધારીને) પુત્રિ દેવકિ! પુત્ર વસુદેવ! તમને ધન્ય છે, તમારાં માતા પિતાને ધન્ય છે અને તમારાં જન્મ અને જીવિતને પણ ધન્ય છે કે જે તમોએ જગન્માતા ધેનુના પ્રાણરક્ષણ માટે છએ પુત્રોનાં પ્રાણોને વિકાળ કાળરૂપ સર્પના મુખમાં બલિદાનરૂપે આપ્યાં. કોણ બીજો સ્વપ્નમાં પણ તેમ કરવાને શક્તિમાન્ થાય! (એમ કહેતાં અશ્રુ પાડેછે.)

**પ્રતિહારી**—( પ્રવેશ કરીને ) બારણાપાસે દેવકી આવેલ છે અને કહેછે કે પિતાશ્રીને જોવાને ઇચ્છુંછું. હવે જેવો આપનો હુકમ.

**ઉગ્રસેન**—(સખેદ સ્વગત) હા! પુત્રી દેવકીને મુખ કેમ દેખાડી શકીશ? હે ભગવતિ વસુંધરે! મને તમારા ગર્ભની અંદર લઇ જાઓ, પુત્રના પાપથી દેવકીને મુખ પણ દેખાડવાને હું શક્તિમાન્ નથી. અથવા અત્યારે બીજી શી ગતિ? કોઇ પણ રીતે ધીરજ રાખી દેવકીને મળવું જોઇયે. ( પ્રકાશ ) પ્રતિહારિ! ઉતાવળથી દેવકીને તેડી લાવ. હું પણ તેને મળવા ઇચ્છુંછું.

**પ્રતિહારી**—જેવી દેવની આજ્ઞા. (એમ કહી બહાર જઇ ફરીને દેવકી સાથે પ્રવેશ કરેછે.)

**ઉગ્રસેન**—( છેટેથી દેવકીને જોઇ ઉભા થઇને ) આવો પુત્રિ દેવકિ! આવો. મને દર્શન આપો. ( એમ કહી પ્રણામ કરેછે. )

**દેવકી**—બસ બસ, પિતાજી! હુ તો આપની ગર્ભરૂપ છું, મારી પાસે આ આપનો અતિ વિવેક શું? ( એમ કહી હાથ પકડી તેમને સિંહાસનઉપર બેસાડેછે અને પોતે તેની પાસે બેસેછે )

**ઉગ્રસેન**—પ્રતીહાર! તારો અધિકાર ખાલી ન રાખ.

**પ્રતિહારી**—જેવી દેવની આજ્ઞા. ( એમ કહી નિકળી જાયછે. )

**ઉગ્રસેન**—પુત્રિ! પાપી કંસના પાપથી તપેલાં અંતઃકરણવાળો હું કયાંય શાંતિ પામતો નથી. હા! સ્મરણમાં આવતાં તેનાં કૃત્યો પણ મને શરમાવેછે. હા! ધિક્કાર છે મારાં વજ્રથી પણ કઠોર હૃદયને, કે જે પુત્રીના છએ પુત્રોનું મરણ સાંભળીને પણ હજાર કટકે ફાટી પડતું નથી. (એમ કહેતાં મૂર્ચ્છા આવતાં પડી જાયછે )

**દેવકી**—( સંભ્રમસહિત ઉભાં થઇ વસ્ત્રના છેડાથી પવન નાખેછે. )

**ઉગ્રસેન**—(સંજ્ઞા આવતાં) પુત્રિ! બસ બસ, શ્રમ ન કર. દુષ્ટ પુત્રનાં

દુષ્ટ કૃત્યો જોવાનાં દુઃખોથી બળનાર મને એ દશાજ શાંતિ કરનારી છે, બીજી નથી. ( એમ કહેતાં ફરીને અશ્રુ પાડેછે )

દેવકી— પિતાજી ! પિતાજી ! આ શું કરો છો ? આપ જ્યારે આમ ધૈર્ય છોડી દેશો ત્યારે પછી બીજો કોણ મને ધીરજ આપશે ?

ઉગ્રસેન—( અશ્રુ લુછીને ) પુત્રિ ! જાણુંછું, બધું જાણુંછું તથાપિ શું કરૂં ? તારા બાલકો વિસ્મરણ થતા નથી.

દેવકી—પિતાજી ! થઇ ગયેલ વાતની ચિંતા ન કરો પરંતુ હવેપછીની વાતની ! ચિંતા અત્યારે કરવાની છે.

ઉગ્રસેન—હવે પછીની વાતની શી ચિંતા છે તે કહે.

દેવકી—પિતાજી! ગાયના પ્રાણરક્ષણ માટે મરેલા પણ તે મારા પુત્રોને હું મરેલાજ નથી એમ માનુંછું. તેથી તેઓનો શોક કરતી નથી, પણ તેમ છતાંએ કઠોરહૃદય કંસ ફરીને ગાયને લેવા આવશે એમ સંભળાયછે. તો તે વખતે ગોરક્ષણમાટે યુદ્ધ કરતાં તમારા જમાઇ અને મને મારીને ક્રૂર અંતઃકરણવાળો તે કંસ જો ગાય નો વધ કરે તો પછી મૃત્યુને સોંપેલા પુત્રોથી, ગોરક્ષણમાટે મરનાર મારા પતિથી અને મારાથી શું ફળ ? તે બધું નિષ્ફળ. માટે મારો ભાઇ કંસ ગોભક્તિ કરનાર અને ગોરક્ષા કરનાર થાય તેવી રીતે પિતાજીએ તેને સદુપદેશ આપવો એવી મારી પ્રાર્થના છે.

ઉગ્રસેન—( દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ નાખીને. ) પુત્રિ દેવકિ ! કોણ ઉપદેશ સાંભળેછે કે જેને હું ઉપદેશ કરૂં.

અનુષ્ટુપ્.

કંસના કાનને પુત્રિ સૂયાના સરખો ખુંચે ;
ઉપદેશ બધો મારો, સત્સંગ પણ ના રૂચે.

## શાર્દૂલવિક્રીડિત.

ગાયો બ્રાહ્મણ પીડનાર અસુરો સંગે સદા ચાલતો,
પોતાની કુળજાત યાદવતણાં ચિત્તો સદા બાળતો;
હા હા! બ્રાહ્મણ કામધેનુપર તો તેને ઘણો દ્વેષ છે,
કોને વાત કરૂં અરે હૃદયની ચિત્તે ઘણો ક્લેશ છે.

તોપણ જ્યાં સુધી મારી બુદ્ધિ ચાલશે ત્યાં સુધી ગમે તે યુક્તિથી તેના હૃદયમાં ગોભક્તિ ઉપ્તન્ન થવાનો પ્રયત્ન કરીશ.

દેવકી—પિતાજી! આપની કરેલી તે યુક્તિ સફલ થાઓ. હું હવે કારાગૃહમાં જાઉંછું. કોઇ પણ પ્રકારે બહાર નિકળાયું તેથી પિતાજીને આ વાત કહેવાનેજ આવી હતી. ( એમ કહી નિકળી જાયછે. )

ઉગ્રસેન—( સ્વગત ) પુત્રી દેવકી તો ગઇ. જે ગાયની રક્ષામાટે છએ પુત્રોને તેઓએ સોંપ્યા તેજ ગાયને જો ક્રૂર કંસ ગ્રહણ કરે તો તેથી વધારે બીજું દુઃખ શું? પણ વિપરીત બુદ્ધિવાળો તે કંસ નિશ્ચે મારાં વચન સાંભળશે નહિ. માટે ગોભક્તિનો ઉદય થાય તેવું કોઇ નાટક બનાવી તે બતાવવાથી કંસના હૃદયમાં ગોભક્તિ ઉત્પન્ન કરવી જોઇયે. તેથી દેવસેવાગૃહમાં બેસી એકાંતમાં સર્વ લખું. ( એમ નિશ્ચય કરીને પ્રકાશ ) દ્વારપાળ!

દ્વારપાળ—( પ્રવેશ કરીને ) આજ્ઞા મહારાજ!

ઉગ્રસેન—દેવસેવાગૃહમાં અત્યારે જવાની ઇચ્છા રાખુંછું માટે તેનો માર્ગ બતાવ.

દ્વારપાળ—જેવી દેવની આજ્ઞા. ( એમ કહી ) આતરફ પધારો મહારાજ! ( એવું કહેતાં રાજાસાથે નિકળી જાયછે. )

( ત્યાર પછી ક્ષીર સાગરને કાંઠે બેઠેલી પૂતના પ્રવેશ કરેછે. )

પૂતના—( સ્વગત ) મહામાત્ય કેશી ખરા રાજ્યભક્તિભરના ધુરંધર છે. તેણે વસુદેવને ઘેર આવેલી કોઇ બે દેવતાનાં કંસ પ્રતિ—

અનુષ્ટુપ્.

મૃત્યુ છે દેવકીપુત્ર, હરિથી તે થશે ખરૂં ;
શીઘ્ર મોકલીએ તેને, થવાને મોત તાહરૂં.

એવાં દુઃશ્રવ વચન સાંભળી સચિંત થઇને મને એકાંતમાં બોલાવીને કહ્યું કે પુત્રિ પૂતના! ક્ષીરસાગરમાં શેષશાયી નારાયણપાસે કોઇ બે દેવતા ગયેલછે અને તેઓ " હે ભગવન્! આપે સત્વર દેવકીના પુત્ર થવું" એમ તેને પ્રાર્થના કરશે તેઓનાં વચન સાંભળી નારાયણ પણ પોતે દેવકીના પુત્ર થવાને ઉતાવળ કરશે. તે વખતે તારે લક્ષ્મીનો વેષ લઇ લક્ષ્મી પાસે નહોય ત્યારે કોઇ પણ યુક્તિથી દેવકીના પુત્ર થવામાં મહાવિષ્ણુને વિમુખ કરવા. તેથી હું આંહી આવીછું અને મેં લક્ષ્મીનું રૂપ લીધુંછે. હવે અત્યારે લક્ષ્મીવગરના સમયની વાટ જોઉં ( એમ કહી કાંઠાના ઝાડ નીચે બેસેછે. )

( ત્યાર પછી બ્રાહ્મણનો વેષ લેનાર કોઇ અસુર (બક) પ્રવેશ કરેછે. )

બ્રાહ્મણ—( ચારે તરફ જોઇ સ્વગત ) બ્રાહ્મણનું રૂપ લેવાનાં પરતંત્રપણાંથી ઘણા વખતથી મેં માછલાં ખાધાં નથી અને આ સ્થલ માણસોવગરનું છે માટે આ તળાવમાં નહાવાના મિષથી માછલાં ખાવાનું સુખ લઉં. ( એમ કહી તુરત તલાવમાં ઉતરીને )

**नारायणाय हरयेऽस्तु नमोनमस्ते.**

એમ બોલી ડુબકી મારી માછલું ગળીને—

**सर्वात्मने भगवतेऽस्तु नमोनमस्ते.**

એમ બોલી ડુબકી મારી માછલું ગળીને–

**श्रीविष्णवे नमइदं मुहुरस्तु तुभ्यं.**

**પૂતના**—( સ્વગત ) આ કોઇ વિષ્ણુભક્ત બ્રાહ્મણ છે માટે તેની પાસે જઇ ભગવાનના ઘરની પ્રવૃત્તિ પુછું ( એમ કહી પાસે જઈ પ્રકાશ ) મહાવિપ્ર ! મહા ભક્ત છો એમ વારંવાર પ્રત્યેક ભગવાનના નામોચ્ચારણથી કંઠ રૂંધાઇ જાયછે તેથી અનુમાન થાયછે.

**બ્રાહ્મણ**—( ન સાંભલ્યું હોય તે રીતે )

**हे कृष्ण कृष्ण भगवन् भवते नमस्ते.**

એમ કહેતાં માછલું ખાયછે.

**પૂતના**—( સ્વગત ) બહારના દેખાવથીજ છેતરાણી છું. આ મારો વિજાતીય નથી પણ કોઇ સજાતીય હોય એવો જણાયછે. (પ્રકાશ) અરે ભગવત્સે–વક છો તેથી પુછુંછું કે હમણાં ભગવાનના ઘરની શી પ્રવૃત્તિ છે ?

**બ્રાહ્મણ**—( ભય અને આશંકાસહિત પાછળ જોઇને ) માતાજી ! હું બક નથી પણ પૂતના–મા બ્રાહ્મણ આનંદથી તમને પ્રણામ કરૂં છું ( એમ કહી પ્રણામ કરેછે. )

**પૂતના**—( સંભ્રમસહિત ) અરે ! બક સેવક ! મને મહાલક્ષ્મીને પણ પૂતના જાણેછે ? તને ધિક્કાર છે. નિકળ અમારાં તળાવમાંથી.

**બ્રાહ્મણ**—કોણે તને પૂતના કહીછે ? પૂતનામા બ્રાહ્મણ તમને આનંદથી પ્રણામ કરૂંછું એમ મેં કહ્યું તેનો તેં પૂતના એવો અર્થ ગ્રહણ કર્યો તેથી તે આચારથી ચોકસ તું પૂતના છો એમ મારો

નિશ્ચય છે.

**પૂતના**—મેં પણ ભગવત્સેવક છો એમ કહ્યું ત્યાં હું બક નથી પણ પૂતનામા બ્રાહ્મણ છું એમ કહેતાં તારા તે આચાર અને આહારથી તું પણ ચોકસ બકજ છો એમ મારો નિશ્ચય છે.

**બક**—ત્યારે પરસ્પર પોતપોતાના સ્વરૂપને ઢાંકવાંના પ્રયાસની હવે જરૂર નથી. હે મા પૂતના! હું બકજ છું.

**પૂતના**—ભાઇ! હું પણ પૂતનાજ છું. પણ તારૂં અંહીં શામાટે આવવું થયું છે?

**બક**—મહામાત્ય કેશીના હુકમથી આંહી હું આવેલ છું.

**પૂતના**—મહામાત્ય કેશીએ કયા કાર્યના ઉદ્દેશથી તને અહીં મોકલ્યોછે?

**બક**—નારાયણની પાસે કોઇ બે દેવતા શું પ્રાર્થના કરેછે અને નારાયણ તેને શું કહેછે તેને ભગવાનના ભક્ત બ્રાહ્મણનો વેષ લઇ તું બધું સાંભળી આંહી આવ. એ ઉદ્દેશથી મને મોકલ્યોછે.

**પૂતના**—(સ્વગત) મહામાત્ય કેશીને તેજ મોટી ચિંતા છે. (પ્રકાશ) પછી પછી?

**બક**—પછી બ્રાહ્મણનો વેષ લઇ મેં ભારતભૂમિ અને સરસ્વતીનાં સર્વ કરૂણાજનક વચનો સાંભળ્યાં.

**પૂતના**—પછી પછી?

**બક**—પછી જેને અત્યંત દયા ઉપજીછે તેવા નારાયણે "તુરત દેવકીનો પુત્ર થઇશ" એવી પ્રતિજ્ઞા કરી.

**પૂતના**—પછી પછી?

**બક**—પછી તે બે દેવતા હમણાંજ પોતાને સ્થાનકે ગઇ અને ભગવાન ગોબ્રાહ્મણને થતું દુઃખ સાંભળી ખિન્નપણાંથી નિદ્રા ઉડી ગઇ હતી તે હમણાંજ કાંઇક નિદ્રાસુખનો અનુભવ કરેછે.

**પૂતના**—લક્ષ્મી શું કરેછે ?

**બક**—લક્ષ્મી તો બ્રાહ્મ મુહૂર્ત્ત છે તેથી ઉઠી સ્નાન કરી સ્ફટિક મણિ-મય આ મંદિરમાં પોતાના હસ્તકમલથી સ્થાપિત શ્રી લક્ષ્મીના-રાયણેશ્વર નામના શ્રી શંકરને પૂજવાને ગયાં. એ પ્રમાણે ત્યાંની પ્રવૃત્તિ છે. હવે તમે કયાંથી આવોછો અને કયાં જાઓછો ?

**પૂતના**—હું પણ અમાત્ય કેશીની આજ્ઞાથી અહીં આવીછું. જ્યારે લક્ષ્મી પાસે ન હોય ત્યારે લક્ષ્મીનો વેષ લઇ મારે કોઇ પણ યુક્તિથી મહાવિષ્ણુને દેવકીના પુત્ર થવામાં વિમુખ કરવા એવી અમાત્યની આજ્ઞા છે.

**બક**—ત્યારે અત્યારે ત્યાં જવાનો બરાબર વખત છે. માટે તું તારૂં કાર્ય સાધવા તત્પર થા. હું પણ આ વૃત્તાંત અમાત્ય કેશીને જણાવ-વાને તેની પાસે જવાને તત્પર થાઉંછું.

( એમ કહી પૂતના અને બક નિકળી જાયછે. )

( ત્યાર પછી મણિમય પલંગમાં સુતેલા અને સ્વપ્નમાં હોય તેવા શ્રીનારાયણ અને મહાલક્ષ્મીના પલંગઉપર બેઠેલી મહાલક્ષ્મીના વેષવાળી માયાલક્ષ્મી ( પૂતના ) પ્રવેશ કરેછે.

**શ્રીનારાયણ**—( સ્વપ્નમાં બલેછે. )

### શાર્દૂલવિક્રીડિત.

હે ગંગે યમુને સરસ્વતિ પિયો પાણી યમુનાતણું,
ગોદે ગોમતિ ગૌરિ આ ખડ તમે ખાઓ ખુશીથી ઘણું ;
વિશ્રાંતિ સહુ કામધેનુ કરશો ભાંડીર નામે વટે,
ધીરે ધીવરિ ધૂસરે ધવલિકે હે કાલિ કાલાક્ષિકે.

**માયાલક્ષ્મી**—( સ્વગત ) આ ભગવાન્ કોઇ પણ સ્વપ્નને અનુભવેછે. અસ્તુ. ક્ષણવાર ધીરજ રાખી તેને સાંભળું.( એમ કહી ચુપ થઇ

બેસી જાયછે. )

શ્રીનારાયણ—હે સુદામન્! સુદામન્! ચંદ્રપ્રભા દૂર ગઇછે તો જા જા તેને પાછી વાળ, હે સ્તોક! સ્તોક! થોડું થોડું ઇંદ્રનીલમણિના જેવું લીલું ખડ લઇને આ સુરભિને આપ, હે સુબલ! સુબલ! આ બકુલા બહુ ઘાટાં વનમાં ફરીને થાકી ગઈછે માટે તેના પગ ચાંપ. હે અશોક! અશોક! અશોકવૃક્ષની છાયામાં બેઠેલી ગૌરીને તુરત મારી પાસે લઇ આવ. તે છેટે હોય ત્યારે મને કાંઇ રૂચતું નથી.

માયાલક્ષ્મી—(આવેગસહિત શ્રીનારાયણનું વસ્ત્ર ખેંચીને) પ્રાણનાથ પ્રાણનાથ! સ્વપ્નમાં આવીને પણ કોણ આપને આ પ્રમાણે શ્રમ કરાવેછે? આંહી તો ચંદ્રપ્રભા, બકુલા, સુરભિ, કે ગૌરી કોઇ પણ નથી. પરંતુ દુર્ઘટ કપટની ઘટનામાં અતિ ચતુર પ્રાણનાથની કપટની ચતુરાઇને આ સ્વપ્ને પ્રકાશિત કરી. હું મિથ્યોપચારચતુર પ્રાણપ્રિયથી ખરેખર છેતરાણી છું.

શ્રીનારાયણ—(બેઠા થઇ વિંચેલી આંખેજ) હા! કાંઇપણ મન વચનથી અગમ્ય રમ્ય મારૂં સુખ ગયું.

શાર્દૂલવિક્રીડિત.

ગંગે ગોમતિ ગૌરિ કાલિ કમલે કાલિંદિ ચંદ્રપ્રભે,
આનંદપ્રદ સંગ ઉત્તમ મને ક્યારે તમોથી નભે;
શ્રીદામન્ પ્રિય મિત્ર ગોકુળ અને આ ગોપની સુંદરી,
ક્યારે હું યમુનાતણો પણ હવે દેખીશ કાંઠો ફરી.

( એમ આંખો વિંચીનેજ બોલેછે. )

માયાલક્ષ્મી—( ફરીને રોષ કરીને ) નાથ નાથ! આ શો અલૌકિક પ્રલાપ? જે જાગ્રત્ અવસ્થામાં પણ વિરામતો નથી.

**શ્રીનારાયણ**—( નેત્ર ઉઘાડીને ચારેકોર જોઇ લાંબો અને ઉષ્ણ નિઃશ્વાસ નાખીને ) પ્રિયે ! નિદ્રાને છોડાવતાં તેં વ્યર્થજ મારૂં કોઇ અલૌકિક સુખ હરી લીધું, પણ પ્રિયાના પ્રેમથી પરતંત્ર માણુસ તારો મોટો આ અપરાધ છતાં પણ શું કરે ?

**માયાલક્ષ્મી**—( અશ્રુધારાની વૃષ્ટિ પાડતાં ) આ પાપિણી અપરાધવાળીને તજી ઘો. અને ચંદ્રપ્રભા આદિ સાથે હજારો વર્ષસુધી વિહાર કરો કે જેઓ સ્વપ્નમાં પણ આપને છોડતી નથી.

**શ્રીનારાયણ**—પ્રિયે પ્રિયે ! શા માટે આ વ્યર્થજ ક્લેશની પીડાને વહન કરેછે ? હું કાંઇજ બીજુંજ કહુંછું અને તું કાંઇજ બીજાજ તર્ક કરેછે. " વિચાર વગર બોલવું એ સ્ત્રીઓનો સ્વભાવ છે " એવી લોકોક્તિ ખરી છે એમ હું માનુંછું.

**માયાલક્ષ્મી**—( સ્વગત ) અત્યારે આનો કોપ અતિભૂમિકાને પ્રાપ્ત થયોછે માટે તેનું સાંત્વન કરવું એજ અત્યારે ઉચિત છે. ( પ્રકાશ) પ્રાણનાથ ! પ્રાણનાથ ! આ આપના ચરણકમલની દીન દાસીનો આ અપરાધ ક્ષમા કરશો. પ્રાણનાથે સ્વપ્નમાં અનુભવ કરાતાં કેવાં સુખનો ભંગ મેં પાપિણીએ કરેલ છે તે જાણવા ઇચ્છુંછું.

**શ્રીનારાયણ**—પ્રિયે ! તું જાણેછે કે મથુરામાં કંસે મારેલ દેવકીના પુત્ર કીર્ત્તિમાનને જોઇને વિષાદરૂપ વિષના દરિયામાં ડુબેલી શ્રી ભારતી અને ભારતભૂમિએ મને પ્રાર્થના કરીછે કે તમે દેવકીના પુત્ર થાઓ.

**માયાલક્ષ્મી**—તે સર્વ હું જાણુંછું. પછી, પછી ?

**શ્રીનારાયણ**—તેથી મારે ગાયોના રક્ષણમાટે દેવકીના પુત્રપણાને અવશ્ય અંગીકાર કરવું જોઇએ.

**માયાલક્ષ્મી**—તેમાં શો સંદેહ. ગોરક્ષણ એજ દેવનો પરમ ધર્મ છે.

પછી, પછી !

શ્રીનારાયણ—પ્રિયે ! તેથી મારે ગોપાલબાલકના વેષથી ગોપાલના બાલકોસાથે ગાયોનું પાલન કરવું જોઇએ.

માયાલક્ષ્મી—તે પણ યુક્ત છે. પછી ?

શ્રીનારાયણ—શ્રી યમુનાને તીરે આ પ્રમાણે હું ગાયો ચારવાનું સુખ અનુભવીશ એમ વિચારતાં સુતેલ મેં તેજ અલૌકિક સુખ સ્વપ્નમાં અનુભવ્યું. તેમાં તે તે ગાયોનાં નામ લેનાર મને, પૂર્ણ સુખ ભોગવ્યું નહિ ત્યાં તેં ઉઠાડયો, હવે વિચારવું જોઇએ કે દેવીએ સ્ત્રીસ્વભાવલઘુતાથી કેવું મારૂં સુખ હરી લીધું ?

માયાલક્ષ્મી—નાથ ! તે મારો મોટો અપરાધ છે. સ્ત્રીઓના નામની સમાનતાથી સ્ત્રીસ્વભાવસુલભ લાઘવવાળી મેં તે તે સંજ્ઞાવાળી સ્ત્રીઓમાં આસક્ત ચિત્તવાળા ભગવાનને માનીને રોષથી ઉઠાડયા તે મારાં સ્ત્રીસ્વભાવચાપલ્યને ક્ષમા કરશો.

શ્રીનારાયણ—દેવિ ! ક્ષમા તો કરેલજ છે. શું તે પણ કહેવું જોઇએ?

માયાલક્ષ્મી—પ્રાણનાથ ! ગોરક્ષણ એજ દેવનો પરમ ધર્મ છે એમ નિઃસંશય જાણુંછું તોપણ કાંઇ વિજ્ઞપ્તિ કરવા ઇચ્છુંછું.

શ્રીનારાયણ—તે શું ?

માયાલક્ષ્મી—દેવ ! ગોરક્ષણમાટે શંખ, ચક્ર, ગદા કે પદ્મ પૃથ્વીમાં અવતરે અને જેવી આપની ઇચ્છા હોય તે પ્રમાણે ગોરક્ષણ કરે.

શ્રીનારાયણ—દેવિ! તે બીજાં કાર્યો છે કે જે મારા આયુધના અવતારથી કે મારા પાર્ષદોના અવતારથી સાધી શકાયછે, પણ આ કાર્ય તો મારે પોતાનેજ કરવાનું છે.

માયાલક્ષ્મી—( સ્વગત ) અહો ! ગોરક્ષણમાં બદ્ધ. આગ્રહપણું ( પ્રકાશ ) નાથ ! આપની આજ્ઞાથી આપનાં આયુધ કે આપનો

પાર્ષદ પૃથ્વીમાં અવતરી જેવી આપની ઇચ્છા છે તે પ્રમાણેજ કરવાને શક્તિમાન છે.

**શ્રીનારાયણ**—મારી આજ્ઞાથી મારાં આયુધનો અવતાર કે મારા પાર્ષદનો અવતાર પણ મારી ઇચ્છાપ્રમાણે કરવા શક્તિમાન્ છે તોપણ ગોરક્ષણ તો પૃથ્વીમાં અવતરીને મારેજ કરવું જોઇએ.

**માયાલક્ષ્મી**—નેજ નાથનો દુરાગ્રહ છે જે ચૌદ ભુવનના પાલક થઇને પણ કેવળ ગોપાલના બાલકપણાને અંગીકાર કરવાને ઇચ્છોછો.

**નારાયણ**—ચૌદ ભુવનના પાલકનું પણ ગોપાલન માટે ગોપાલના બાલકપણાનું અંગીકરણ એ ભૂષણ છે, કાંઇ દૂષણ નથી.

**માયાલક્ષ્મી**—નિશ્ચય એ તો દૂષણજ છે. ભૂષણ નથી. પ્રાણનાથે ચિત્તમાં સારીનાર વિચારવું જોઇયે કે કયાં સકલ લોકપાળને લોભાવનાર મહામણિમય આ લોકમાં નિવાસ અને કયાં ભૂલોકમાં નિવાસ, કયાં નાના પ્રકારના અમૂલ્યતમ સમસ્ત મણિમય અલંકારોના ભારનું ધારવું અને કયાં ચણોઠીના પુંજોના ભારનું ધારણ, કયાં શંખ, ચક્ર, ગદા અને પદ્મનું ધારણ અને કયાં. નેતરની સોટી, શિંગડી અને વાંસળીનું ધારણ, કયાં બ્રહ્મા, રૂદ્ર, ઇંદ્ર ઇત્યાદિ દેવોસાથે ગોષ્ઠીરસનો અનુભવ કરવો અને કયાં ગાંબડીયા પામર ગોપાલના બાળકો સાથે ગોષ્ઠીરસનો અનુભવ કરવો, કયાં બ્રહ્માંડમંડલનાં પાલનપોષણ અને લાલનની ચિંતા અને કયાં કેવળ ગોકુલમાં રહેલ ગાયોનાં કુળનાં પાલનપોષણ અને લાલનની ચિંતા, કયાં નાના મણિમય સુવર્ણપાત્રોમાં અમૃતરસથી પણ વિશેષ સ્વાદવાળાં અને લક્ષ્મીના સરખી લક્ષ્મીની સખીઓના કરકમલથી આપેલાં વિવિધ ભોજનો અને કયાં માટી, શિલા અને શીંકારૂપ પાત્રોમાં મલિન ગોપીઓના કરપલ્લવથી

પીરસેલાં ખાટાં દહીં અને ભાતનાં ભોજનો, ક્યાં હરિચંદનથી અંગરાગ અને ક્યાં અનેક ગેરૂ વગેરે ધાતુના અંગરાગ, ક્યાં પીતાંબર આદિ અમૂલ્ય હીરનાં વસ્ત્રો અને ક્યાં કાંબળીનાં વસ્ત્રો, ક્યાં હાથી, ઘોડો, પાલખી અને સોનાના રથોથી ફરવું અને ક્યાં પાવલાં વિનાના પગથી ફરવું તથા ક્યાં કલ્પતરૂના નિકુંજમાં ફરવું અને ક્યાં સાજડ, કડાયો, ખજુર, તાલ, તમાલ, હિંતાલ, અને કંદબના સમૂહમાં ફરવું ?

**શ્રીનારાયણ**—પ્રિયે ! પ્રિયે ! તેં જે જે દૂષણો દેખાડયાં તે તે ગાયોને પાળવામાં પરાયણપણાંથી મને ભૂષણોજ છે, ગાયોના પાળવાથી ભૂતળનિવાસનાં સર્વ દુઃખો એ મને સુખોજ છે અને ગોપાલન વિના વૈકુંઠ નિવાસનાં સુખો છે તે સર્વે દુઃખોજ છે એમ હું માનુંછું.

**માયાલક્ષ્મી**—( સરોષ ) જ્યારે વિધિ વિપરીત થાય છે ત્યારે બધું વિપરીત ભાસેછે. શું ક્યારે કોઇ પણ સાર્વભૌમ ચક્રવર્ત્તી રાજા, ગોવાળીયાપણાંને, વિધિનાં વિપરીતપણાંવગર અંગીકાર કરવા ઇચ્છે? જો મારાં વચનોને ગણકાર્યા વગર ગોપાલના બાલકપણાનો અંગીકાર કરશો તો વિષપાન કરીને, ગળાટુંપો ખાઇને કે ભેરવજપ ખાઇને અથવા ચિતામાં પ્રવેશ કરીને હું પ્રાણ તજીશ. શું મહાલક્ષ્મીનો પ્રાણપ્રિય પણ ગોપાલબાલકપણાંને ક્યારે પણ યોગ્ય છે ? ( એમ કહેતાં અશ્રુધારાને પાડેછે. )

**શ્રીનારાયણ**— ગીતિ.

ક્ષીરનિર્ધિ સંબંધે, મારાં આ ચિત્તરૂપ હંસે જે ;
જાણેલી કલહંસી, વચનવડે તે બકી જણાયેછે.

હા ! ગોરક્ષણથી ઉલટા પક્ષમાં પક્ષપાતવાળી આ સ્ત્રીથી છેતરાયેલો હું નિઃસીમ પશ્ચાત્તાપના પાત્રપણાનો અનુભવ કરૂંછું. ( એમ

કહેતાં પલંગ ઉપરથી ઉઠેછે. )

**માયાલક્ષ્મી**—( સ્વગત ) હા ! આણે મને બકી એમ જાણી. માટે હવે આંહીથી ખસી જવું એજ યુક્ત છે, નહિ તો ચક્રથી મારૂં માથું કાપી નાખશે. ( એમ વિચારી ભાગવા ઇચ્છતી ક્ષણવાર વિચાર કરીને ) " ઘુણાક્ષર " ન્યાયથી તેમનું આ બોલવું થયુંછે. ( પ્રકાશ ) પ્રાણનાથ. પ્રાણનાથ ! મારાં વચનનું ઉલ્લંઘન કરીને જો ગોપાલ બાલકપણું અંગીકાર કરો તો તમને મારા પ્રાણથી અધિક પ્રિય ઇષ્ટદેવ પાર્વતીપ્રાણવલ્લભના સોગન છે.

**શ્રીનારાયણ**—અરે પાપિણિ ! આ પાપપ્રવૃત્તિથી મારી સાથે તને સો વર્ષસુધી અતિ દુઃખ દેનારો વિયોગ થાઓ. ( એમ કહી નીકળી જાયછે. )

**માયાલક્ષ્મી**—હા ! કરેલો પણ મારો સઘળો શ્રમ માત્ર નિષ્ફળ થયો. હવે તુરત પલાયન કરવું એજ ઉચિત છે. ( એમ કહી નીકળી જાયછે. )

(ત્યારપછી શ્રી લક્ષ્મીનારાયણેશ્વરની સ્તુતિ કરતાં મહાલક્ષ્મી પ્રવેશ કરેછે. )

**મહાલક્ષ્મી**— વસંતતિલકા.

શ્રી શંકર પ્રણતવત્સલ હે કૃપાળો,
પાળો સદૈવ મમ વલ્લભને દયાળો ;
શ્રી શૈલરાજતનયા હૃદયાધિનાથ !
પાળો મને પણ દયામય દીનનાથ.
દેવાધિદેવ કરૂણાકર દીનનાથ,
ભક્તાભિવાંછિત સમર્પણમાં સમર્થ ;
હે શૈલજાહૃદયવલ્લભ ! હે મહેશ !

પાળો મને હૃદયજીવિતને હમેશ.

શ્રીનારાયણ—( પ્રવેશ કરી કાન દઇ આશ્ચર્યસહિત ) અહો ! આંહી પણ લક્ષ્મી કયાંથી ? આવી ગોરક્ષણમાં વિમુખ વૃત્તિવાળી( તે )નું મુખ પણ જોવું નહિ અને ભગવાન્ શ્રી પાર્વતીપ્રાણવલ્લભને પ્રણામ કર્યા વગર જવાય નહિ. અસ્તુ. આંહી ક્ષણવાર ઉભા રહીને તે ગયા પછી શ્રી મહેશ્વરને પ્રણામ કરી દેવકીનાં પુત્રપણાંને પામવામાટે પ્રયાણ કરૂં. ( એમ કહી ઉભેછે. )

મહાલક્ષ્મી— વસંતતિલકા.

હે પાર્વતીહૃદય દેવ ! સદૈવ મારી,
પ્રાણેશના પદવિષે દૃઢ બુદ્ધિ સારી ;
થાજો, ન કોય દિન તેહ થકી વિરૂદ્ધ,
છે પ્રાર્થના, તુજ દયાથી રહો વિશુદ્ધ.

શ્રીનારાયણ—( સ્વગત ) હું માનુંછું કે આ સ્ત્રી હવે પશ્ચાત્તાપને અનુભવેછે.

મહાલક્ષ્મી— દ્રુતવિલંબિત.

મન સદાશિવ ! આ મુજનું અહો, હૃદયદૈવતદૈવત થઇ રહો ;
વળી સદા મુજ ઉપર તેમની, નજર પૂર્ણ દયાની રહો બની.

નારાયણ—( સ્વગત ) આની કોઇ જુદા પ્રકારની પ્રેમાળ વાણી છે.

મહાલક્ષ્મી— વસંતતિલકા.

થાજો સદા વિજય નાથતણો મહેશ,
પામો મહાભ્યુદય, આપ દયા, હમેશ ;
વિશ્વાધિનાથ મુજ નાથતણા વિપક્ષો,
જાજો કપાઇ તુજની કરૂણાથી લક્ષો.
થાજો પ્રકાશ યશ આપ દયાથી નિત્ય,

પ્રાણેશનો શિવ અલૌકિક શુદ્ધ નિત્ય ;
તેનાં પદાબ્જયુગમાં કરજો પ્રણામ,
ઇંદ્રાદિ દેવ પણ નમ્ર થઇ તમામ.

**શ્રીનારાયણ**—ક્ષણવારમાં આ કોઇ બીજીજ થઇ ગઇ !

**મહાલક્ષ્મી**—( નેત્રમાં અશ્રુસહિત દંડવત્પ્રણામ કરીને. )

વસંતતિલકા.

આ બાલ્યથી દિવસ આજસુધી તમારી,
જો મેં મનોવચનકર્મથકી પુરારિ ;
આરાધના શિવ ! કરી શુભ ભક્તિ સાથ,
પામો જયાભ્યુદય તો મુજ પ્રાણનાથ.

**નારાયણ**—( પ્રકાશ )

વસંતતિલકા.

હે ચંદ્રમૌલિ ગિરિજાહૃદયૈકબંધો,
વિશ્વેશ હે પ્રણતવત્સલ વિશ્વબંધો;
જે આપની નજીકમાં હગણાં જણાય,
મારી પ્રિયાનું મન તેવું થજો સદાય.

**મહાલક્ષ્મી**—( આશ્ચર્ય અને આનંદસહિત ) અહો ! શું પ્રાણનાથ પધાર્યા ! ! ! પ્રાણનાથ ! આ આપના ચરણકમલની દાસી આપને પ્રણામ કરેછે.

**શ્રીનારાયણ**—સદૈવ મારા વિચારથી અવિરૂદ્ધ વિચારવાળી થા.

**મહાલક્ષ્મી**—(સ્વગત ) આ આશીર્વાદનો પ્રકાર કોઇ જુદીજ જાતનો જણાયછે. અસ્તુ. ક્રમે કરીને તે જાણીશ. (પ્રકાશ) ભગવન્ હજુ ભગવાન્ સૂર્યનારાયણ ઉદય પામ્યા નથી ત્યાં પ્રાણનાથ ક્યાં પધારોછો ?

શ્રીનારાયણ—દેવિ! તમને વિદિત છે કે ગોરક્ષણમાટે દેવકીનાં પુત્રપણાનો અંગીકાર કરી મારે નંદના વ્રજમાં ગોપાલબાલકપણાનો સ્વીકાર કરવોછે.

મહાલક્ષ્મી—પ્રાણનાથ! જો એમ હોય તો મારે પણ શ્રી નંદનંદનરૂપ આપની સેવા કરવાને કોઇ પણ ગોપાલની પુત્રી થવું જોઇએ, માટે મને સાથે આવવાની રજા આપો.

શ્રીનારાયણ—(આશ્ચર્યસહિત સ્વગત) કેમ આ ક્ષણવાર પહેલાં કાંઇ બીજુંજ કહેતી હતી અને હમણાં કાંઇ બીજુંજ બોલેછે! (પ્રકાશ) દેવિ!

અનુષ્ટુપ્.

જો ગોપાલતણા બાલ, થશો પોતે તમે નકી ;
તો હું છોડીશ આ પ્રાણ, વિષે કે દોરડી થકી.

એમ પ્રતિજ્ઞા કરનાર તમારાં અત્યારે આ વચનો આશ્ચર્ય ઉપજાવેછે.

મહાલક્ષ્મી—પ્રાણનાથ! મેં ક્યારે એમ કહ્યુંછે?

અનુષ્ટુપ્.

વારાહી નારસિંહીયે, જે હું પ્રેમે થઇ હતી;
ગોપબાલ થવા તેની, વિરૂદ્ધા હોય શું મતિ.

એમ ચિત્તેશ્વરે સારીવાર ચિત્તમાં વિચારવું જોઇયે.

વસંતતિલકા.

આ બાલ્યથી હૃદયનાથ હજીસુધી આ,
સ્વપ્નેય આપથી નથી અવળી મતિહા ;
છે એક આંહીં ગિરિજાપતિ સત્ય સાક્ષી,
શ્રી શંકર પ્રણતવત્સલ જે દયાબ્ધિ.

( એમ કહી અશ્રુસહિત નારાયણના પગમાં પડેછે. )

**શ્રીનારાયણ**—( આશ્ચર્યસહિત સ્વગત ) આ શું ! આ કઇ માયા મને પણ મોહ પમાડેછે. ( પ્રકાશ ) દેવિ ! જો એમ છે તો સર્વજ્ઞ તેજ દેવ મારી ભ્રાંતિને દૂર કરશે.

( નેપથ્યમાં )

**અનુષ્ટુપ્.**

શ્રી નારાયણ આ આપ, પ્રિયામાં દોષ એ નથી;
એકરૂપ સદા જેહ, મનો વચન કર્મથી.
માયાલક્ષ્મી સ્વરૂપે તે, પૂતના બોલતી હતી ;
વિરૂદ્ધ ગોરક્ષણથી, કરવા આપની ગતિ.

**શ્રીનારાયણ**—( આશ્ચર્યસહિત સ્વગત ) સર્વજ્ઞ જગદ્‌ગુરૂ શંકરે મારા મનની ભ્રાંતિને મુળથીજ ઉખેડી નાખી. ( પ્રકાશ )

**માલિની.**

હર હર હર હા હા ! પૂતના પાપણી તે,
તુજ શયન બિરાજી તું સ્વરૂપે બનીને ;
કપટ કરી બનાવ્યો દોષને દેખનારો ,
હૃદયસમ રમામાં શું કરૂં છે ન આરો.

( એમ કહેતાં નેત્રમાંથી અશ્રુ પડેછે. )

**મહાલક્ષ્મી**—પ્રાણનાથ, પ્રાણનાથ ! આ શું કરોછો? આપનો શો અપરાધ છે ? તે પાપણી પૂતનાનાં વચનોથી ભ્રાંતિ થઇ તેમાં પ્રાણનાથ કાંઇ અપરાધી નથી. પરંતુ તે (પૂતના)જ અપરાધવાળી છે તેથી તે વિષયમાં મને કાંઇ પણ ઔદાસીન્ય નથી. માટે પ્રાણનાથે પણ કાંઇ તે વિષયમાં ઉદાસીનતા રાખવી નહિ.

**શ્રીનારાયણ**—( નિઃશ્વાસસહિત ) પ્રિયે ! કેવળ ભ્રાંતિમાત્રથી અપ-

રાધી નથી પણ ભ્રાંતિરૂપ ભૂતનો આવેશ હોવાથી મેં બીજો પણ તમારો મોટો અપરાધ કરેલ છે.

**મહાલક્ષ્મી**—નાથ! તે શું?

**શ્રીનારાયણ**—પ્રિયે! ગોરક્ષણ વિરૂદ્ધ અક્ષરો સાંભળી રોષથી.

અનુષ્ટુપ્.

ગોરક્ષણ વિરૂદ્ધાંધ, બુદ્ધે સો વર્ષ છે હદ;
વિયોગ તુજને મારો, થશે દુઃસહ દુઃખદ.

એમ કહ્યું.

**મહાલક્ષ્મી**—હા! હણાણી છું. જે હું ક્ષણવાર પણ પ્રાણનાથના વિરહના દુઃખને સહન કરવા અશક્ત છું તે સો વર્ષ સુધી પ્રાણનાથના વિરહને કેમ સહન કરી શકીશ? ( એમ કહેતાં મૂર્છાથી પડેછે. )

**શ્રીનારાયણ**—( અશ્રુસહિત ) પ્રિયે! ધીરજ રાખો, ધીરજ રાખો. ( એમ કહેતાં વસ્ત્રના છેડાથી પવન નાખેછે. )

**મહાલક્ષ્મી**—( સંજ્ઞા પામીને ) પ્રાણનાથ! શ્રમ લેવા જરૂર નથી. માટે આ, શ્રમથી વિરામ પામો.

**શ્રીનારાયણ**—આમાં શો શ્રમ છે? હું મારો આ મોટો અપરાધ સંભારી સંભારી લજ્જાના સમુદ્રમાં ડુબી જાઉં છું, હવે કયાં જાઉં અને શું કરૂં? ( એમ કહી અશ્રુપાત કરેછે. )

**મહાલક્ષ્મી**—પ્રાણનાથ! શાપ દેવામાં પણ આપનો કાંઇ દોષ નથી પણ મારોજ અપરાધ છે.

**શ્રીનારાયણ**—તે કેવી રીતે?

**મહાલક્ષ્મી**—પૂતના મારૂં રૂપ લઇને પણ ગોરક્ષણવિરૂદ્ધ અક્ષરો બોલવા શક્તિમાન્ થઇ તેજ મારાં કોઇ પૂર્વસંચિત પાપનું પ-

રિણામછે. નહિ તો મારો વેષ લેનારી પૂતનાનું અંતઃકરણ પણ ગોરક્ષણમાં પ્રેમવાળુંજ થવું જોઇએ. માટે પ્રાણનાથે યુક્તજ કરેલ છે.

**શ્રીનારાયણ**—પતિવ્રતા શિરોમણે! પ્રાણપ્રિયે! તમને એમજ બોલવું શોભે. તમારાં આ સ્વભાવસિદ્ધ સરલપણાંથી હું પ્રસન્ન થયોછું, તેથી જન્મથી અગિયારવર્ષસુધી તમારી સાથે તેવું સહવાસ સુખ આપીશ કે જેથી તેના સ્મરણના આનંદથી પણ બાકીનાં વિરહનાં વર્ષો ક્ષણની પેઠેજ ચાલ્યાં જશે. વળી તમારો મોટો અપરાધ કરનારી પૂતનાનો પ્રથમજ હું નાશ કરીશ.

**મહાલક્ષ્મી**—આ મોટો અનુગ્રહ કર્યો. (એમ કહી પ્રણામ કરેછે.)

**શ્રીનારાયણ**—પ્રિયે! દેવકીના જઠરમાં જન્મ લઇ હું શ્રી ગોકુલમાં શ્રી નંદ યશોદાના પુત્રપણાંને અંગીકાર કરીશ. તેથી તમારે પણ શ્રી ગોકુળમાં વૃષભાનુની પુત્રી થવું. માટે ચાલો પરમેશ્વરને પ્રણામ કરીને આપણે પ્રયાણ કરીએ.

**મહાલક્ષ્મી**—જેવી પ્રાણનાથની આજ્ઞા (એમ કહી શ્રીનારાયણ સાથે નીકળી જાય છે.)

## અંક ત્રીજો સમાપ્ત.



श्री प्रेमान्वितशंकरस्य तनयः प्राणादिमः शंकरः ।
झंडूभट्ट इति प्रसिद्धभिषजः शिष्योहिछत्राद्विजः ॥
तेन श्रीगुरुशंभुलालसुकवेर्निमातुराज्ञाभृता ।
गोरक्षाभ्युदयाख्यनाटकवरस्याकारि भाषांतरम् ॥

# ગોપાલચિંતામણિ નાટક.

## અંક ૪ થો.

### ગર્ભાંક.

( અગાસ્ય કેશીની સાથે કંસ નાટકશાળામાં પ્રવેશ કરેછે. )

**कंस**—કેશિન્! "પ્રિય પુત્ર કંસ! વિદેશીય અપ્સરાઓ ઘણાં સારાં નાટકોને ભજવી બતાવેછે માટે તમારે તેઓનું ભજવેલું એક નાટક જોવું." એવી પિતાશ્રીએ આજ્ઞા કરેલ છે તેથી હું અત્યારે આ નાટકશાળામાં આવેલ છું. પરંતુ શા હેતુથી પિતાશ્રીએ આવી આજ્ઞા કરેલ હશે તે હું જાણી શકતો નથી.

**केशी**— ( ઉભો થઇને હાથ જોડીને ) રાજાધિરાજ! અખિલ અવનીવલયમા આપનો હિતૈષી અમારા કુટુંબ વગર બીજો કોઇ નથી એ નિઃશંક જાણવું.

**कंश**—તે વાત હું જાણું છું. તેથી શું?

**केशी**—તેથી આપના પિતા પણ આપના રિપુપક્ષના પક્ષપાતી છે એમ જાણવું.

**कंस**—પિતાશ્રીમાટે એ વાત સંભવતી નથી.

**केशी**—જો એમ હોય તો આ નાટકજ તેમના આશયને નિવેદન કરશે કે જે નાટક જોવાને આગ્રહથી મહારાજને આજ્ઞા કરીછે.

**कंस**—ઠીક છે, જોઇને વિચાર કરશું. હવે નાટક જોનારા સર્વે

પુરૂષો અને રાજાઓથી આ સ્થલ ભરાઇ ગયું છે માટે નાટક શરૂ કરવાને અપ્સરાઓને આજ્ઞા કર.

**કેશી**—જેવી દેવની આજ્ઞા. ( એમ કહી ) સૂત્રધાર !

( એટલું કહેતાં- )

**સૂત્રધાર**—અમાત્ય ! શી આજ્ઞા ફરમાવોછો ?

**કેશી**—સર્વ નાટક જોનારાઓ આવી ગયાછે માટે પ્રાસંગિક નાટકનો પ્રારંભ કરો.

**સૂત્રધાર**—જેવી અમાત્યની આજ્ઞા.

( એમ કહી નેપથ્યતરફ જોઈને ) પ્રિયે ! આંહી આવ.

**નટી**—( પ્રવેશ કરીને ) પ્રાણનાથ ! આ હું હાજર છું. મને શું ફરમાવોછો ?

**સૂત્રધાર**—પ્રિયે ! અભિનવ નાટક જોવાને ઉત્સુક આ સભ્યજનોને સંગીતથી રંજન કર.

**નટી**—જેવી આર્યપુત્રની આજ્ઞા. ( એમ કહી ગાયછે )

**માલિની.**

જય જય જય પામો બાલ ગોપાલચિંતા—
મણિ દિન દિન ઇંદ્રોપેંદ્ર રૂદ્રે નમેલ ;
સ્મરણ પથ કરી જે ભક્ત ઇચ્છા ધરેછે,
તુરત નિજજનોની પૂર્ણ સર્વે કરેછે.

**કેશી**—મંગળાચરણનો શ્લોકજ ગોપાલબાલની ભક્તિપરાયણ આ નાટકને કહેછે.

**કંસ**—તેમ હોય તેથી પણ શું ?

**સૂત્રધાર**—પ્રિયે ! ઠીક ગાયન કર્યું. પરંતુ તારી મુખમુદ્રા ઉદાસીન કેમ જણાયછે ?

નટી—નાથ ! આપ જાણોછો કે આ દુષ્કાળના પ્રભાવથી ખોરાક ન મળેલાં પુત્રી અને પુત્રની દીનથી પણ દીન મુખમુદ્રાને સંભારી સંભારી મારૂં મન પરમ ઉદાસીને પામેછે.

વસંતતિલકા.

વીંછી, ફણીંદ્ર કરડે વનસિંહ ખાય,
પીડા સમસ્ત પણ આયુધની ખમાય ;
દુઃખો બધાં નરકનાં પણ ભોગવાય,
મોઢું ક્ષુધાર્ત્ત શિશુનું નવ જોયું જાય.

( નેપથ્યમાં )—નટી ! સાચું કહ્યું, સાચું કહ્યું.
મોઢું ક્ષુધાર્ત્ત શિશુનું નવ જોયું જાય.
( એમ ફરીને બોલેછે. )

સૂત્રધાર—પ્રિયે મહીજિત્ નામના રાજાની મહારાણી શૈબ્યાની આ વાણી સંભળાયછે. તેથી ચાલો આપણે હવે પછીનાં કાર્યમાટે સજ્જ થઇએ ( એમ કહી નિકળી જાયછે. )

( ત્યાર પછી ખિન્ન થયેલી શૈબ્યાની સાથે રાજા મહીજિત્ પ્રવેશ કરેછે. )

શૈબ્યા— વસંતતિલકા.

વીંછી, ફણીંદ્ર કરડે, વનસિંહ ખાય,
પીડા સમસ્ત પણ આયુધની ખમાય ;
દુઃખો બધાં નરકનાં પણ ભોગવાય,
મોઢું ક્ષુધાર્ત્ત શિશુનું નવ જોયું જાય.

( એમ કહેતાં આંખોમાંથી અશ્રુ પાડેછે. )

રાજા—પ્રિયે ! તારૂં કહેવું યુક્તજ છે પરંતુ દૈવાધીન વાતમાં શું કરવું ?

શૈબ્યા—નાથ! સર્વં પોતાને આધીનજ છે. દૈવાધીન શું છે ?

राजा—प्रिये ! तारां आ वचनो सत्यज छे.

शैब्या—अत्यारे पुत्ररूप गणीने पाळेलां अने लडावेल तथा पोषण करेल आ जयसेना अने जयसेन अन्नमाटे अश्रुपातसहित कजीयो करेछे ते पण आपणां करेलां पूर्व कर्मनुंज फळ छे. तेमां दैवनो दोष नथी.

राजा—(स्वगत) हा ! में पुत्ररूप गणेलां ते बन्नेनो पण अन्नमाटे कजीयो थायछे, हंत ! त्यारे हवे अभ्युदयनी आशा गइ. (प्रकाश) देवि ! मारूं अंतःकरण तारां वचननी सत्यतानो स्वीकार करेछे.

शैब्या—प्रथम तो साम्राजय राज्य पामेलां पण आपणने औरस पुत्रनां मुखदर्शनसुखनो विरह ए शुं दैवकृत छे ? नथीज. परंतु आपणांज पूर्वकृत कर्मथीज थयेलछे. वळी आपणे पुत्ररूप गणेलां जयसेन अने जयसेना अन्नविना कजीयो करेछे ते पण आपणां पूर्वकृत कर्मनुंज परिणाम छे. प्रजा एज राजानी परम संततिछे ते पण दुष्काळ भयथी पीडाती नाश पामशे ए पण करेलां पूर्व कर्मनीज परिणति छे.

राजा—एमज छे. ते बे छोकरां अत्यारे कयां छे? तेने जोवानी इच्छा राखुछुं.

( त्यार पछी जयसेन अने जयसेना प्रवेश करेछे. )

जयसेन—( अश्रुसहित ) बेन जयसेना ! तुंज आ पूळी खाइने कांइक क्षुधानी शांति कर.

राजा—मारा पुत्रने आमज करवुं उचित छे.

जयसेना—भाइ ! हुं ते नहि खाउं. तुंज तेने खा, परम क्षुधाथी तारूं मुखकमल करमाइ गयुंछे.

राजा—पुत्रि ! तें पण आ वचनथी मदीयपुत्रीपणुं शोभाव्युं.

જયસેન—બેન જયસેના! તું ભુખી હો ત્યાં સુધી હું આ પૂળી કેમ ખાઉં ? નહિજ ખાઉં.

જયસેના—ભાઇ! હું મોટી બેન છું. તે તું નાનો ભાઇ ભૂખ્યો હો ત્યાંસુધી આ પૂળી ખાવાને ઇચ્છા પણ કેમ કરૂં? ભલે પ્રાણ જાઓ, પણ હું ખાતી નથી. (એમ કહી પૂળીને દૂર ફેંકી દેછે.)

જયસેન—વહાલી બેન! અન્ન એ દેવતા છે માટે તેનો અનાદર કરીએ તો પણ દોષ લાગે, માટે ચાલ તે પૂળી માતુશ્રીને આપી આવીએ. (એમ કહી પૂળી લઇ માતુશ્રી પાસે જઇને) માતુશ્રી! માતુશ્રી! આ પૂળીને મારાવિના બેન જયસેના ખાતાં નથી અને હું તેના વગર ખાતો નથી એ રીતે અમો બન્નેએ તજી દીધેલી આ પૂળીમાં માતુશ્રીએ આદર કરવો એવી મારી પ્રાર્થના છે.

રાજા—(સ્વગત) હવે મારી અભ્યુદયની આશા જીવતી થઇછે. (પ્રકાશ) પ્રિયે! અન્નમાટે પણ આ બે છોકરાંનો કજીઓ વખાણવા લાયક અને અલૌકિક છે. આનો આ આવો કજીઓજ મારાં ભાવી કલ્યાણનું નિવેદન કરેછે.

શૈબ્યા—પ્રાણનાથ! જોકે આ કજીઓ લૌકિક નથી પણ અલૌકિક છે તોપણ જ્યાં રાજકુમારની પણ અન્નમાટે આવી સ્થિતિ છે ત્યાં બિચારી આપણી પ્રજાનાં પુત્રો અને પુત્રીઓની અન્નમાટે કેવી સ્થિતિ હશે એ વિચારવું જોઇએ. અને તેવી સ્થિતિમાં ઠપકાનું પાત્ર કોણ છે? તેપણ વિચારવું જોઇએ. (એમ કહેતાં અશ્રુ પાડેછે.)

कंस—કેશી! કેશી! ઘઉં, ચોખા અને મગની લાખ ગુણીઓ મહારાજ મહીજિત્‌ને મોકલો.

केशी–(ઉભો થઇ હાથ જોડીને) મહારાજ! આ તો નાટક છે·

કંસ—એ વાત હું ચુકી ગયો.

રાજા—પ્રિયે ! રાજ્યની આવી દુર્દશા થવાનું કારણ મારો પ્રધાનજ છે

ગીતિ.

પશુધન નહિ ધન ધન તે, અરધું ધન છે, ખરૂંજ ધન ધાન્ય;
અતિધન આ ત્રણ જાણો, વિદ્યા, પૃથ્વી, સુમિત્ર જગમાન્ય.

આવા પ્રાચીન બુદ્ધિવાનોની બુદ્ધિથી નિર્ણીત થયેલા નિર્ણયનો અનાદર કરી ત્રાંબું, રૂપું, અને સોનાના કટકાગાંજ માત્ર ધનબુદ્ધિવાળા અલ્પમતિ તે પ્રધાને પ્રતિવર્ષ ઉત્પન્ન થતાં ધાન્યોને વેંહેચી વેંહેચીને મારો દેશ ધાન્યના કણ વગરનો કરી દીધો, અત્યારે તેના લોભના પ્રભાવથી સર્વ પ્રજાનાં નેત્રોથી પડતી અશ્રુ જલની ધારાઓ દેખાયછે પરંતુ કોઇના ઘરમાં ધાન્યની ધારા પડતી દેખાતી નથી, એટલુંજ નહિ પરંતુ હું ક્ષત્રિય છતાં મને દુર્બુદ્ધિ પ્રધાને વૃત્તિથી વૈશ્ય બનાવી દીધો. ક્ષત્રિયકુળશિરોમણિરૂપ મારો પરમ ધર્મ પ્રજાનું પાલન કરવું તેજ છે. મારે ધાન્ય વેંચવાથી થયેલાં ધનસમૂહને ભેળા કરવાથી પ્રયોજન શું ? અત્યારે હવે તે દુષ્ટ પ્રધાનના ભેદથી મારી પ્રજાનું પાલન કરવું જોઇયે. (ક્ષણવાર વિચાર કરી નિઃશ્વાસ નાખી અશ્રુ સહિત ) દેવિ ! બીજાને ઠપકો શું આપવો? બુદ્ધિવગરનો હુંજ ઠપકાનું પાત્ર છું. બીજો કોઇ નથી. જે મેં પ્રધાનપદને અયોગ્ય પણ તેને પ્રધાનપદે સ્થાપ્યો અને નિર્દયતમ હૃદયવાળા તે પ્રધાનની અનુમતિથી પ્રતિવર્ષ નવા નવા કરોને નાખતાં મેં મારી પ્રજાને ધન, ધાન્ય અને અન્ન વસ્ત્રવગરની કરી નાખી તથા રાક્ષસના અવતારરૂપ તે પ્રધાને ભક્ષણ કરાતી મારી પ્રજાને ધનલવના લાભમાં લોભથી અંધ બુદ્ધિવાળા મેં બકરાંની પેઠે અતિ કરૂણાવાળા વિલાપ કરતી

પણ જોઇજ નહિ. એટલુંજ નહિ પણ દેવ અને ગોચરસ્થાન, ગાયોને બેસવાનાં સ્થાન અને ગાયોને પાણી પીવાનાં સ્થલો પણ ધનલોભથી તે દુષ્ટે ખેડાવી નાખ્યાં તોપણ મારી બુદ્ધિની મંદતાથી આ મારૂંજ અહિત થાયછે એમ મેં ન જાણ્યું. અત્યારે આ થઇ ગયેલી વાતનું સ્મરણ કરી પશ્ચાત્તાપથી બહુ થયું. હવે હું સમજ્યોછું તો બધું ઠીકજ કરીશ. અરે કોણછે? ( એમ કહેતાં )

**દ્વારપાલ**—( પ્રવેશ કરીને ) દેવ! આજ્ઞા કરો.

**રાજા**—જા તુરત અતિ વૃદ્ધ અર્થનિધિનામના કુલક્રમાગત કારભારીને આહીં લઇ આવ.

**દ્વારપાલ**—જેવી દેવની આજ્ઞા. ( એમ કહી ક્ષણવારમાં પાછો આવીને ) દેવ! આ અમાત્ય.

**અર્થનિધિ**—( પ્રવેશ કરી ) દેવ! જય પામો જય પામો. ( એમ કહેતાં પ્રણામ કરેછે. )

**રાજા**—આર્ય અર્થનિધિ! આહીં બેસો (એમ કહીને આસન આપેછે.)

**અર્થનિધિ**—મહારાજ! બસ બસ. કિંકરપરમાણરૂપ મારેમાટે બહુ ઉપચારની જરૂર નથી. જે આજ્ઞા કરવાની હોય તે ફરમાવો.

**રાજા**—આર્ય! દુષ્ટ અનર્થનિધિના સંગદોષથી મેં મારો સઘળો દેશ ધન અને ધાન્યકણવિનાનો કરી દીધો. પુત્રના જેવી મારી પ્રજા ધાન્યવગર મરણની તૈયારીમાં છે. તો આ મારા ભંડાર અને આ ઘરેણાં. વધારે શું કહું? મારૂં સર્વસ્વ આપને આપુંછું તે બધું આપીને બીજા દેશોમાંથી ધાન્યને કોઇ પણ યુક્તિથી સત્વર સંપાદન કરીને, હું આવું ત્યાં સુધી પુત્રજેવી આ મારી પ્રજાનું તમારે પોષણ કરવું અને મહાપાપી અનર્થનિધિને જેલમાં નાખવો કે જેની બુદ્ધિના પરિણામે મારા દેશની દુર્દશા થઇ.

**અર્થનિધિ**—મહારાજ ! આપે ક્યાં પધારવાનું છે ?

**રાજા**—હું મારી આ પ્રિયાસાથે ભગવાન્‌શ્રી યગદેવની સંયમિનીપુરી-માં જવા ઇચ્છા રાખું છું.

**અર્થનિધિ**—શામાટે આવા વિષમ સમયે ત્યાં જવું છે ? મહારાજ ! આપવિના આ સર્વ લોક નિ:શૃંખલ થઇ જશે. માટે જ્યારે દુ-ષ્કાલ શાંત થાય ત્યારે આપે ત્યાં પધારવું એવી મારી પ્રાર્થના છે.

**રાજા**—કુલપરંપરાથી અમાત્યપદને પામેલા અને મારા પિતાતુલ્ય આપ જ્યારે લોકવ્યવસ્થા જોવાના છો તેથી એ શંકાજ ઉપજતી નથી એટલે સૂર્યના પુત્ર યમરાજ પાસેથી અત્યારેજ મારે કાંઇ જાણવાનું છે તેથી ત્યાં જાઇશ.

**અર્થનિધિ**—ત્યારે સુખેથી આપ ત્યાં પધારો. મહારાજનો પ્રતાપજ અત્રે પ્રજાપાલનમાટે રહેછે, આ માણસ તો નિમિત્તમાત્ર છે. તો પણ મહારાજે તેવિષે ચિત્તમાં કશી ચિંતા ન રાખવી.

**રાજા**—તેવિષે મારૂં ચિત્ત નિશ્ચિંતજ છે.

**અર્થનિધિ**—મહારાજ ! અનર્થનિધિને જેલમાં શામાટે નાખવો છે ?

**રાજા**—આર્ય ! દુષ્ટ બુદ્ધિવાળા તેણે મારા સર્વ દેશને રંકથી પણ રંક દશાને પમાડેલ છે તેથી તેને જેલમાં નાખવો એ બહુજ થોડી શિક્ષા છે. તે પાપી તો પ્રાણાંતશિક્ષાને યોગ્ય છે માટે તેને પ્રા-ણાંતદંડ આપવો જોઇએ.

**અર્થનિધિ**—( હાથ જોડીને ) મહારાજ ! ક્ષમા કરો ક્ષમા કરો. નોકરનો એક અપરાધ ધણીએ સહન કરવો જોઇએ એ આપનો ધર્મ છે.

**રાજા**—આર્ય ! તેનો એક અપરાધ નથી પણ અનેક છે.

**અર્થનિધિ**—તેના અનેક અપરાધો હશે તોપણ તેને મહારાજે મારવો ન જોઇએ, કેમકે સર્વ લોકે નિંદેલાં કર્મોથીજ તે હણાએલો છે.

તેને પછી શું મારવો ?

રાજા—જો આપનો એમજ આગ્રહ હોય તો તેને પ્રાણાંતદંડ ન આપવો. પરંતુ મારા આવવા સુધી જેલમાં તો રાખવોજ.

અર્થનિધિ—મહારાજ ! જેને આપે પ્રથમ પ્રધાનપદે રાખેલો તેને તેમ કરવું (જેલમાં રાખવો) તે પણ યોગ્ય નથી માટે જ્યાંસુધી મહારાજનું અત્રે પધારવું થાય ત્યાંસુધી કામવગર તે પોતાને ઘેરજ બેસે તેમ કરીશ. તેથી વધારે શિક્ષા કરવા મારૂં મન ચાલતું નથી.

રાજા—(સ્વગત) અહો ! સજ્જનોની અજાતશત્રુતા કાંઇ અદ્ભુત હોયછે. જેથી આ પોતાના પરમ વેરીમાં પણ વેરી છે એવી બુદ્ધી રાખતા નથી એટલુંજ નહિ પણ મેં આજ્ઞા કરી તેમ છતાં પણ તેનું અહિત કરવા ઇચ્છતા નથી. (પ્રકાશ) આર્ય ! જેવી આપની ઇચ્છા હોય તે પ્રમાણે આપે તેવિષે કરવું.

અર્થનિધિ—મહારાજે મારાઉપર મોટો અનુગ્રહ કર્યો.

રાજા—આર્ય ! પ્રજાવિષે-(એટલું બોલી આંખમાં અશ્રુ સહિત વિરમેછે.)

અર્થનિધિ—મહારાજ ! આ પ્રજા મારાં બહિશ્વર પ્રાણ છે. પ્રાણનું અર્પણ કરીને પણ તેઓને હમેશાં અમંદાનંદના અનુભવવાળી કરવા યત્ન કરીશ એ મહારાજે નિઃસંશય જાણવું.

રાજા—આર્ય ! આપનાં આ વચનથી મારી સર્વ ચિંતા નિવૃત્ત થઇછે તેથી આ પ્રયાણના પ્રણામ કરૂંછું. (એમ કહી આકાશમાર્ગે દેવીની સાથે નિકળી જાયછે.)

અર્થનિધિ—મહારાજનો જય થાઓ જય થાઓ. (એમ કહેતાં નિકળી જાયછે.)

---

( ત્યાર પછી ચિત્રગુપ્તસહિત યમરાજા પ્રવેશ કરીને સિંહાસન-ઉપર બેસેછે. )

**યમ**—સખે ચિત્રગુપ્ત ! આજે કેટલા પાપીઓ છે ?

**ચિત્રગુપ્ત**—દેવ ! આજે દશ મહા પાપીઓજ દેવે દંડ દેવાના છે.

**યમ**—ત્યારે ક્રમ પ્રમાણે તેઓને આંહી બોલાવો.

**ચિત્રગુપ્ત**—જેવી દેવની આજ્ઞા. ( એમ કહી ) વક્રતુંડ ! પાપીને લઇ આવ.

**વક્રતુંડ**—જેવી દેવની આજ્ઞા. ( એમકહી બહાર નિકળી ફરીને પાપી સાથે પ્રવેશ કરેછે. )

**યમ**—( પાપીને જોઇને ) ચિત્રગુપ્ત ! જુઓ, આનું શું પાતક છે.

**कंस**—કેશી ! આમાં શું જોવાનું છે? કેવલ મનને ઉદ્વેગ કરનાર બધું દેખાયછે.

**केशी**—મહારાજ ! આપનું કહેવું ખરૂં છે, પરંતુ પિતાની આજ્ઞા છે માટે સમાપ્તિસુધી જોવું જોઇયેજ.

**कंस**—ના કોણ કહેછે ? જોવાયછે.

**ચિત્રગુપ્ત**—( ક્ષણવાર પાનામાં જોઇને ) ભગવન્! પૂર્વે આ ખેડુ હતો.

**યમ**—પછી ?

**દ્વારપાળ**—( પ્રવેશ કરીને ) ભગવન્ બારણે ઉભેલા સ્ત્રીસહિત મહીજિત્ નામના રાજા દેવનાં દર્શનની ઇચ્છા રાખેછે. હવે જેવી દેવની આજ્ઞા.

**યમ**—( આશ્ચર્યસહિત ) શું મહીજિત્ મહારાજ બહાર ઉભાછે ? ચિત્રગુપ્ત ! તુરત સ્ત્રીસહિત તેને આંહી લઇ આવ.

**ચિત્રગુપ્ત**—જેવી દેવની આજ્ઞા. ( એમ કહી નિકળી રાજાસહિત પાછા પ્રવેશ કરેછે. )

રાજા—દેવ શ્રીયમરાજનો જય થાઓ જય થાઓ. ( એમ કહી પ્રણામ કરેછે. )

યમ—હે પૃથ્વીંદ્ર ! પૂર્ણાભિલાષ થાઓ.

રાણી—કર્મસાક્ષી સૂર્યના પુત્રરત્નને નમન કરૂંછું. ( એમ કહી પ્રણામ કરેછે. )

યમ—પુત્રિ ! પવિત્ર પાતિવ્રત્યના પ્રભાવથી પરમ અભ્યુદયને પામ. ( ચિત્રગુપ્તને ) ચિત્રગુપ્ત ! પવિત્ર ચરિત્રવાળાં આ દંપતિમાટે આસન આપો.

ચિત્રગુપ્ત—જેવી દેવની આજ્ઞા ( એમ કહીને સોનાનું સિંહાસન તેને અર્પણ કરેછે. )

રાજા—( યમરાજાની આજ્ઞાથી સ્રીસહિત તેના ઉપર બેસેછે. )

યમ—મહારાજ ! પ્રજાપાલનરૂપ સ્વધર્મકર્મને છોડી મહારાજનું આંહી શામાટે આવવું થયુંછે તે જાણવા ઇચ્છુંછું.

રાજા—( હાથ જોડી સિંહાસનથી ઉતરીને ) હે કર્મસાક્ષિપુત્ર ! મારી ઔરસ સંતતિ નથી. વળી ઔરસ પુત્રની પેઠે રાખેલી પ્રજા પણ હમણા બાર દુકાળીથી પીડાયછે. આ મારાં કયાં કેવાં પૂર્વ જન્મકૃત દુષ્કૃતનું ફલ છે તે પુછવાને અને કયા સત્કર્મથી ઔરસ સંતતિમુખદર્શનસુખની પ્રાપ્તિ અને મારી પ્રજા સુભિક્ષસુખામૃતસમુદ્રમાં નિમગ્ન થાય એ પુછવાને આપના ચરણકમલપાસે આવેલો છું ( એમ કહી દંડવત્ પ્રણામ કરેછે. )

કંસ—કેશી ! મહીજિત્‌ના પ્રશ્નના ઉત્તરથી આપણે પણ ઔરસ સંતતિ પ્રાપ્તિના સાધનને સાંભલશું. પિતાશ્રીએ એટલામાટેજ મને આ જોવાની આજ્ઞા કરીછે એમ હું માનુંછું.

કેશી—(સ્વગત) હા ! આ નાટક જોવાથી આ ધર્મમાં પ્રીતિવાળો થશે અને જો તેમ થશે તો અધર્મપક્ષપાતી અમે હણાયા. (પ્રકાશ) મહારાજ ! મને પણ એમ જણાયછે.

યમ—રાજન્ ! તમારા પ્રશ્નનો ઉત્તર પ્રસંગપતિત આ કામ સમાપ્ત કરીને આપીશ. સ્વસ્થતાથી સિંહાસનઉપર બેસો.

રાજા—જેવી દેવની આજ્ઞા. (એમ કહી તેમ કરેછે.)

યમ—ચિત્રગુપ્ત ! આનું કૃત્ય કહો.

ચિત્રગુપ્ત—આ ખેડુએ ખેડમાં ઉપયોગી જમીનના લાભના લોભથી ગોચરનાં સ્થલો, ગાયોને પીવાનાં તળાવો, અને ગાયોનાં વિશ્રામ સ્થલોને યાવત્જીવિત ખેડેલાં છે.

યમ—(સક્રોધ) દુષ્ટ દુષ્ટ ! ગોચરસ્થલનેજ તેં ખેડયું ! બીજું કાંઇ ન જોયું ? તે પાપતગ કર્મથી હજારો નરકની પીડાને હજારો વર્ષ સુધી ભોગવ. તારૂં મુખ મને ન દેખાડ.

પાપી—(કંપસહિત આંખમાં અશ્રુ લાવીને રોતો અને વક્રતુંડે મારેલો નિકળી જાયછે.)

બીજો પાપી—(પ્રવેશ કરેછે.)

યમ—ચિત્રગુપ્ત ! બતાવો આનાં કર્મ.

ચિત્રગુપ્ત—(પત્રો જોઇને) ભગવન્ ! આ મારવાડના રાજાનો કારભારી હતો. વૈશ્ય જાતનો છતાં પણ પોતાનાં પેટ ભરવામાં પરાયણ અંતઃકરણવાળા તેણે બલાત્કારથી ગોચરોનેજ લઇ લઇ ખેડુઓને ખેડવાને આપ્યાં અને તેથી ઉપજેલ ધનથી આવકમાં વધારો બતાવી રાજાનું પ્રિયપણું સંપાદન કર્યું.

યમ—(સક્રોધ) ધિક્રે ! કર્મચંડાળ ! કુલપરંપરાના ધર્મને છોડી

પોતાનાં પેટ ભરવામાટે ગોચરોને લઇ લઇ પોતાના ધણીનું પણ અકલ્યાણ કર્યું ? જા જ્યાં સુધી સૂર્ય ને ચંદ્ર છે ત્યાં સુધી ક્રમથી સર્વ નરકની પીડાને ભોગવ. ( યમકિંકરોએ ચાબખાથી મરાતો રાડો પાડતો પાપી નિકળી જાયછે. )

**ત્રીજો પાપી**—( પ્રવેશ કરેછે. )

**યમ**—ચિત્રગુપ્ત ! જલદી બોલો.

**ચિત્રગુપ્ત**—દેવ ! ગુજરાતમાં રહેનાર આ માણસે પોતાના ખેતરમાં પડેલી ગાયની આંખમાં થોરનું છીર નાખી બલાત્કારે તે ગાયને આંધળી કરીછે.

**યમ**—( સક્રોધ )

અનુષ્ટુપ્.

ધિક્કાર કર્મચાંડાલ, મુખ દેખાડ ના મને ;
વક્રતુંડ ! અરે આની, હમેશાં ફોડ આંખને.

**केशी**—( કંસને ) મહારાજ ! અત્યારે આપના પિતાશ્રીનો આશય સમજાયો. આ નાટક દેખાડીને આપને તેઓ ગાયની ભક્તિવાળા કરવાને ઇચ્છેછે.

**कंस**— કેશી ! કશી ચિંતા ન રાખ. તેવાં સો નાટકો પણ મને ગોભક્તિવાળો કરી શકે તેમ નથી.

**રાજા**—પ્રિયે ! આપણા પ્રધાન અનર્થનિધિએ પણ આ સર્વ નરકની પીડાઓ ભોગવવી પડશેજ. કેમકે તેણે યાવત્જીવિત આવાંજ કર્મો કરેલાં છે.

**રાણી**—તે વાત મને બહુ પ્રિય છે. પરંતુ તેનો સંસર્ગદોષ આર્યપુત્રને સ્પર્શ કરશે એમ મારું હૃદય ધ્રુજેછે.

**રાજા**—પ્રિયે ! ભય ન રાખ. નીચનીચતમ તેના સંસર્ગદોષને મટાડ-

નાર પ્રાયશ્ચિત ધર્મરાજથી જાણીને તે પ્રમાણે હું કરીશ.

**ચોથો પાપી**—( પ્રવેશ કરેછે. )

**યમ**—( સરોષ જોઇને ) ચિત્રગુપ્ત ! આ પાપી શું કર્મ કરનાર છે ?

**ચિત્રગુપ્ત**—ઉજ્જેણમાં આ બ્રાહ્મણે ઉપસ્કરલાભના લોભથી ગાયોને લઇ પછી તેઓને ખડ પણ ન ખવરાવ્યું તેથી તેઓએ ભૂખ, તરસ, ટાઢ, તડકો વાયુ અને વર્ષાદથી યાવત્જીવિત દુઃખ ભોગવ્યું.

**યમ**—( રોષના આવેશથી ) રે પઠિતમૂર્ખ ! તને ધિક્કારછે. ગોમહિમાને જાણતાં છતાં પણ અંધ થયો ? હવે અત્યારે સ્વકર્મનું ફલ ભોગવ. વજ્રતુંડ ! આ પાપી ભુખ, તરસ, ટાઢ, તડકો, વાયુ અને વર્ષાદનાં અસહ્ય દુઃખોનો યાવત્જીવિત અનુભવ કરો.

**પાપી**—હા ! મારા બાપરે. ( એમ રાડ પાડતો નિકળી જાયછે. )

**પાંચમો પાપી**—( પ્રવેશ કરેછે. )

**યમ**—ચિત્રગુપ્ત ! આનું પાપ કહો.

**ચિત્રગુપ્ત**—દેવ ! આણે માતાપિતાની આજ્ઞા સ્વપ્નમાં પણ પાળી નથી, એટલુંજ નહિ પણ ઉલટું પ્રતિદિવસ તેઓનું અંતઃકરણ નાનાપ્રકારના ક્લેશોથી સંતાપ્યુંછે.

**યમ**—( દાંતથી હોઠને દબાવીને ) રે નીચ ! કૃતઘ્નશિરોમણિ ! આ પોતાનાં કરેલાં કર્મથી રૈરવ અને મહારૈરવની વેદનાનો અનુભવ કર.

**પાપી**—હા ! દુઃસંગને લીધે મેં માતાપિતાની સેવા ન કરી. (એમ રુદન કરતાં નિકળી જાયછે. )

**કેશી**—મહારાજ ! મારી સંગતિથી આપ માતપિતાની આજ્ઞા પાળતા નથી તે દેખાડવા પિતાશ્રીએ આ નાટક

 

જોવાની મહારાજને આજ્ઞા કરી હશે એમ હું માનુંછું.

કંસ—આ તમારી કપોલકલ્પના મને નથી રૂચતી.

યમ—બોલાવો બીજા પાપીને.

પેહેલી પાપણી—( પ્રવેશ કરેછે. )

યમ—ચિત્રગુપ્ત ! આ પાપણીનાં કૃત્યો કહો.

ચિત્રગુપ્ત—( પત્રો જોઇને ) મહારાજ ! આણે કોઇ દિવસ પણ સાસુસસરાની સેવા સ્વપ્નમાં પણ કરી નથી, સ્વપ્નમાં પણ સત્ય વચન બોલી નથી અને પોતાના પ્રાણનાથના ચરણકમલની સેવા પણ સ્વપ્નમાં કરી નથી. કેવળ નિષ્કારણ હજારો ક્લેશો કરીને હમેશાં તેઓનાં ચિત્તને સંતાપ્યાંછે અને કુટિલ તથા અત્યંત કડવાં અસત્ય વચનોરૂપ વિષની વિષમજ્વાલાની માલાથી તેઓનાં અંતઃકરણોને સદા બાળ્યાંછે.

યમ— અનુષ્ટુપ્.

પાપે ! દુષ્કૃત્યથી તારાં, રે દુરાચારની ઘર ;
રહે રૌરવમાં દુષ્ટે, યાવચ્ચંદ્રદિવાકર.

પાપિણી—હા ! દુષ્ટા અસતીની સંગતિથી મેં આમ કર્યું, પરંતુ દુઃખ તો મારેજ ભોગવવું પડશે. ( એમ કહેતી નિકળી જાયછે. )

કેશી—દેવ ! પિતાશ્રીનો કેવળ મારા ઉપરજ રોષ નથી, પરંતુ મહારાજનાં બન્ને રાણીઓ અસ્તિ અને પ્રાપ્તિ ઉપર પણ રોષ હોય એમ આ પાપિણીનો પ્રવેશજ નિવેદન કરેછે.

કંસ—કેશી ! કુતર્કો કરવાથી બહુ થયું. મને જણાયછે કે, તારૂં મન ભ્રાંતિપિશાચીના આવેશથી પરવશ થઇ સર્વ વિપરીતજ જુવેછે.

 

**કેશી**—( સ્વગત ) હવે મહારાજ કોપ્યા જણાયછે માટે પ્રતિક્ષણ નજ કહેવું. ( પ્રકાશ ) મહારાજનું કહેવું બરાબર છે.

**બીજી પાપિણી**—( પ્રવેશ કરેછે. )

**યમ**—ચિત્રગુપ્ત ! આનાં કૃત્યો નિવેદન કર.

**ચિત્રગુપ્ત**—દેવ ! જન્મથી માંડી ખોટું બોલનારી આ સ્ત્રીએ અત્યંત કડવાં વચનોરૂપ વિષના કોળીઆથી સત્પુરૂષોનાં કુક્ષોને વ્યાકુળ કરેલાં છે અને પોતાના પતિને તથા પોતાના કુલને હમેશાં છેતરેલ છે.

**યમ**—( ક્રોધ સહિત. )

**અનુષ્ટુપ્.**

પાપે ! આ પાપથી તારાં, નિવાસ તુજનો બને,
કુંભીપાકે સદાકાળ, મુખ દેખાડ ના મને.

**પાપિણી**—હા ! બાલ્યથીજ નીચમાં નીચ કુલટાકુળની સંગતિરૂપ વિષલતાના પરિચયનો આ પરિણામ આવ્યો. ( એમ કહેતાં રૂદન કરતી નીકળી જાયછે. )

**શૈબ્યા**—પ્રાણનાથ ! મારૂં મન આ દુષ્ટા સ્ત્રીને યોગ્ય દંડ અપાયો તે જોઇને સંતોષ પામ્યું.

**રાજા**—દેવિ ! ભગવાન્ દંડધર ( યમ ) યોગ્ય દંડને આપનારજ છે એ લોકપ્રસિદ્ધ છે.

**ત્રીજી પાપિણી**—( પ્રવેશ કરેછે. )

**યમ**—ચિત્રગુપ્ત ! આનાં કૃત્યો બતાવો.

**ચિત્રગુપ્ત**—(પત્રો જોઇને) ભગવાન્ ! આ ખેતર સાચવનારીએ ખેતરમાં પડેલી અને વેગથી દોડી જતી ગાયોને લાકડીના પ્રહારોથી

તથા પાણાના પ્રહારોથી અતિ નિર્દય થઇને મારેલી છે.

યમ— અનુષ્ટુપ્.

નિર્દયે ! તુજનાં કૃત્યો, નિર્દયેથી નિરંતર ;
મારે નિર્દય દૂતો તે, પીડાને ભોગવ્યા કર.

પાપિણી—હા ! અજ્ઞાનથી કરેલું દુષ્ટ કર્મ પણ અસહ્યતમ દુઃખ દેનાર છે તે મેં અત્યારેજ જાણ્યું. હવે મારે શું કરવું ? ( એમ કહેતી નીકળી જાયછે. )

ચોથી પાપિણી—( પ્રવેશ કરેછે. )

યમ—પ્રધાન ! કહો.

ચિત્રગુપ્ત—દેવ ! હુંકારે તુંકારેથી ભરેલાં દુષ્ટ વચનોથી આ સ્ત્રીએ સાસુ, સસરા, નણંદ અને પતિના મનને સંતાપેલ છે.

યમ— અનુષ્ટુપ્.

અત્યંત પાપથી પામી, પીડા નરકની ઘણી ;
પાંચવાર પછી પામે, યોનિને કુતરીતણી.

પાપિણી—હા ! મંદભાગ્યવાળી હું હણાણી છું. આ કેમ ભોગવી શકાશે ? ( એમ કહેતાં રૂદન કરતી નિકળી જાયછે. )

( ત્યાર પછી પાંચમી પાપિણી પ્રવેશ કરેછે. )

યમ—પ્રધાન ! આનાં કૃત્યો ઉતાવળથી કહો.

ચિત્રગુપ્ત—દેવ ! આ અનભિજ્ઞા સ્ત્રીએ પ્રતિનિમેષ પોતાના પતિને છેતરીને પરપુરૂષો તરફ પાપદૃષ્ટિઓ કરેલી છે.

યમ— અનુષ્ટુપ્.

દુષ્ટે ! આ દુષ્ટ કૃત્યેથી, હમેશાં આંખ તાહરી ;
ઉખેડશે કાગડાઓ, વજ્રતુંડો ફરી ફરી.

જા તારૂં મુખ દેખાડ નહિ.

પાપિણી—હાહંત! શું કરૂં ? ક્યાં જાઉં ? તે વખતે મને કોઇએ પણ પરપુરૂષમાં પાપદૃષ્ટિનું આવું પરિણામ છે એમ શીખવ્યું નહિ. ( એમ રાડો પાડતી નિકળી જાયછે. )

યમ—પ્રધાન! હવે કોઇ પાપી પુરૂષ કે સ્ત્રી બાકી છે ?

ચિત્રગુપ્ત— દેવ ! નથી. આ કામ સમાપ્ત થયું.

યમ—( મહીજિત્ રાજાને જોઇને ) હે રાજન્! તમારા અપ્રતિમ પ્રજાપાલનપ્રેમથી સંતુષ્ટચિત્ત હું તમને ન દેખાડવાનું પણ દેખાડું છું.

મહીજિત્—મોટો અનુગ્રહ.

યમ—ચિત્રગુપ્ત! તે ચિત્રપટ આંહીં લઇ આવો. જે મેં આજથી સો વર્ષ પેહેલાં જેઠ શુદ આઠમને દિવસે મધ્યાન્હે ચિત્રેલ છે.

ચિત્રગુપ્ત—જેવી દેવની આજ્ઞા. (એમ કહી બહાર નિકળી ફરીને પ્રવેશ કરીને) દેવ! તે આ ચિત્રપટ. (એમ કહી ધર્મરાજના હાથમાં આપેછે.)

યમ—(ચિત્રપટનો વિસ્તાર કરીને) વત્સે શૈબ્યે ! વત્સ મહીજિત્! આમાં નજર કરો. શું આમાં દેખાયછે ?

મહીજિત્અનેશૈબ્યા—જેવી દેવની આજ્ઞા. ( એમ કહી આદરસહિત જોઇને )

કંસ—( ચિત્રપટ જોઈને ) કેશિન્! અહો, નિર્જન અરણ્ય જેવું દેખાયછે. આનંદવગરનું છે.

કેશી—મહારાજ ! પ્રારંભથીજ આનંદ આપનાર શું દેખાડયું છે?

શૈબ્યા—પ્રાણનાથ! મહારાજ ધર્મરાજની ચિત્રકળામાં અદ્ભુત કુશળતા જણાયછે. આ તરફ દૃષ્ટિ કરો.

---

અનુષ્ટુપ્.

તીવ્ર ગ્રીષ્મતણા તાપે, તપ્યું ચોમેર આ વન ;
છાયા નથી, બધાં મ્લાન, પત્ર પલ્લવ સાફ્લ.

રાજા—પ્રિયે! એમજ છે. આ તરફ પણ નજર કર. આ વનની નદી જેનું નિઃશેષ પાણી સુકાઇ ગયેલ છે અને જે સૂર્યનાં અત્યંત કઠોર કિરણો પડવાથી તપેલી ઝીણી રેતીને લીધે જાણે અંગારાના સમૂહો પાથરેલા હોય તેવા બન્ને કાંઠાવાળી છે તે અતિ સુકાઇ ગયેલાં ખડને લીધે જાણે ઘડપણથી ધોળાં આવી ગયાં હોય તેવી દેખાયછે.

શૈબ્યા—નાથ! ઝાંઝવાનાં પાણીથી ભ્રાંતમનવાળા, દૂરથી આવતા, તૃષાથી સુકાઇ ગયેલ કંઠ, હોઠ, તાળવું અને જીભવાળા પથિકોને રોકતાં હોય નહિ શું એમ આ જલપક્ષિઓ પક્ષપરિભ્રમણ સંજ્ઞાથી દીનદીન મુખવાળાં થઇને ચારેકોર ઉડેછે.

રાજા—પ્રિયે! આવા સ્થલમાં તો સો દુકાળીમાં પણ સુકાય નહિ તેવું મોટું તળાવ કરાવવું જોઇએ.

શૈબ્યા—અનર્થનિધિ પ્રધાન જીવતાં એ દુષ્કર છે.

રાજા—તે તો અત્યારે મૃતપ્રાય જાણવો.

શૈબ્યા—તે પોતે ભલે જીવો, પરંતુ તેની દુષ્ટ બુદ્ધિજ મરો.

રાજા—(ચતુરાઇથી જોઇને) પ્રિયે પ્રિયે! જો જો તુરત વિયાણેલી આ ગાય વાછડાસહિત વિરડામાં રહેલું એક માણસ પી શકે તેટલું પાણી છે તેને પીવાને જતાં કોઇ પાપી પુરૂષ તેને રોકીને પોતે પીયેછે.

શૈબ્યા—પ્રાણનાથ! આપે ખરૂં કહ્યું. આ ગાય દીન, તરસથી પીડાતી અને આંખમાં અશ્રુ આવી ગયેલાં હોય તેવી જણાયછે. આ પા-

પી કંઇ જાતનો હશે ?

**રાજા**—વસ્ત્ર અને આકૃતિથી વૈશ્યગમાં કોઇ અસગ હોય તેવું જણાયછે.

**શૈબ્યા**—એમજ. અનર્થનિધિનો કોઇ સજાતીય હોવો જોઇએ. બીજો કોણ તેવું પાપ કરે ?

**રાજા**—(સ્મૃતિ લાવીને) પ્રિયે, હું જાણુતો નથી કે શા કારણથી આ મારા મનમાં પરમ ઉદાસીનતા થાયછે ?

રથોદ્ધતા.

ધ્રૂજતું હૃદય અશ્રુ ઢળાએ, એય નેત્ર પરિપૂર્ણ ભરાયે ;
તાપ થાય અતિદુ:સહ લાજ, જોઈ ચિત્રપટ આ અહિં આજ.

(એમ કહેતાં મૂર્છા આવવાથી પડી જાયછે.)

**કંસ—આ રાજા અતિ કરૂણાળુ જણાયછે.**

**કેશી—આ અતિ બીકણ અંત:કરણવાળો છે એમ કહેવું જોઇએ.**

**શૈબ્યા**—પ્રાણનાથ પ્રાણનાથ ! ધીરજ રાખો ધીરજ રાખો. આ ચિત્ર છે. (એમ કહેતાં વસ્ત્રને છેડેથી પવન નાખેછે.)

**રાજા**—(સંજ્ઞા લાવીને)

માલિની.

બસ બસ બસ રાખો બંધ આ ચિત્ર જોવું,
નયમય નયનેથી દેખવા છું અશક્ત ;
કંઇ પણ મુજ ચિત્તે થાયછે દુ:ખ ભારી,
અહિંયાંજ વિરમું છું માફ માગી તમારી.

**યમ**—રાજન્ ! હવે પછી કંઇ પણ જોવાનું નથી, પણ સાંભળવાનુંજ છે.

**રાજા**—સાંભળવા તૈયાર છું.

**યમ**—જે વાણીએ તે તરસી ગાયને પાણી પીતી પોતાના પ્રાણરક્ષણ

માટે અટકાવી તેજ તું, કોઇપણ પોતાનાં પુણ્યકર્મોથી મહારાજા-પણાંને પામેલ છો. પરંતુ અસહ્યતમ અનપત્ય (વંધ્યત્વ)તા-દુઃખનો જે અનુભવ કરેછે તથા પોતાની પુત્રજેવી પ્રજા પ્રતિ-વર્ષ જે દુર્ભિક્ષથી પીડાયછે તે સર્વ તારાંજ પૂર્વજન્મનાં તે ક-ર્મનું ફલ છે.

રાજા—ભગવન્! કેવાં સત્કર્મો કરવાથી વેદના મટી જાય તે બતાવો.

યમ—રાજન્! પ્રત્યેક રાજધાની શેહેર, ગામ, ખેટ, ખર્વટ અને નેસો-માં વિશાળા ગૌશાળા બંધાવો, ગોચરમાટે ખેતરો રાખો, સર્વત્ર બબ્બે ગાઉઉપર જેની પાસે મોટાં છાયાવાળાં વૃક્ષોની હાર શોભે-છે એવી પાનીયશાળા (પીયાવા) બંધાવો, પ્રતિદિવસ ગાયોનાં ધણુને દુધપાક, પુડલા, લાડુ, મગજ ઈત્યાદિ નૈવેદ્યો આપો અને સવારમાં પરમ મંગળ આપનાર ગાયોને ગંધાક્ષત પુષ્પથી પરમ દેવતાની પેઠે પૂજન કરો. વળી ગાયોને મારવાની વાત તો છેટે રહી પરંતુ જો કોઇ ગાયોને મારવા માટે લાકડીને પણ ઉગામશે તેનો પણ હાથ કાપી લેવામાં આવશે એ રીતે સર્વત્ર ઢંઢેરો પી-ટાવો. તેથી આજ વર્ષમાં સત્પુત્રમુખદર્શન સુખને પામશો અને તમારા દેશમાં કોઇ દિવસ દુષ્કાળનો ભય નહિ થાય એ નિઃશંક જાણજો.

રાજા—આપની આજ્ઞા માથે ચડાવુંછું. આજેજ મારા શહેરમાં જઇને તે સર્વ હું કરીશ. (એમ કહી પ્રણામ કરેછે.)

શૈબ્યા—ભગવન્! મોટો અનુગ્રહ કર્યો. (એમ કહી પ્રણામ કરેછે.)

યમ—પુત્ર! તમારી રાજધાનીમાં જાઓ.

રાજા—જેવી ધર્મરાજની આજ્ઞા. (એમ કહી નીકળી જાયછે.)

કેશી—મહારાજ! જોયું, નોકરનો તર્ક ખરો છે કે ખોટો.

કંસ—સર્વ જોયું. બાકીનું પણ જોઇને યથાયોગ્ય કરશું.

યમ—ચિત્રગુપ્ત ! વિમાન લઇ આવો.

ચિત્રગુપ્ત—જેવી દેવની આજ્ઞા. ( એમ કહી બહાર નિકળી ફરી પ્રવેશ કરીને ) દેવ ! વિમાન તૈયાર છે.

યમ—( વિમાનમાં બેસીને ) વિમાનવર ! શ્રી મથુરાપુરી પાસે શ્રીયમુનાના તીરઉપર સત્વર પોચાડ.

કંસ—કેશી ! આ શું !! શું યમ મથુરામાં આવેછે?

કેશી—મહારાજ ! આતો નાટક છે, કાંઇ ખરૂં નથી. ( ધર્મરાજ ચિત્રગુપ્તસાથે વિમાનમાં બેસી નિકળી જાયછે. )

કંસ—કેશી ! જો નાટકશાળામાંજ નાટકની કળામાં કુશલ અપ્સરાઓએ આ શ્રીયમુના વન અને ઉપવન સહિત દેખાડી.

કેશી—દેવ ! આપે ખરૂં કહ્યું. તે તે સર્વ યમુનાના રમ્ય પ્રદેશો દેખાયછે. ( ત્યારપછી માછી લોકો પ્રવેશ કરેછે. )

મુખ્યમાછી—પુત્રો ! જાળને ખેંચો, જાળને ખેંચો.

સર્વમાછી—( ખેંચેછે અને થોડીવાર વિશ્રામ લઇને ) આજ કોઇ મોટો મગર અથવા ઘણાં માછલાં જાલમાં પડયાં જણાયછે તેથી બલથી ખેંચીએ છીએ તોપણ તેમાંથી પાણી નિકળતું નથી.

વૃદ્ધમાછી—પુત્રો ! તમે સર્વે ભેળા થઇ બળ કરો. ( સર્વ માછી તે પ્રમાણે કરેછે. )

કંસ—કેશી ! મચ્છીમારો માછલાં ગ્રહણ કરવાને આવેલા છે. આ એવો દેખાવ કરેલો છે તેથી આ નાટક કાંઇક રમ્ય લાગેછે.

કેશી—દેવ ! આરંભથી અત્યારસુધી તો આ અપ્સરાઓએ

શું રમ્ય દેખાડયું છે? ( ત્યારપછી જાલમાં માછલાં-
સાથે પડેલા સમાધિસ્થ ચ્યવન મુનિ પ્રવેશ કરેછે. )

સર્વેમાછી—( સકૌતુક જોઇને ) અરે! આજે તો માણસના આકારનો ગત્સ્ય આ કોઇ દિવસ ન ખાધેલો મળ્યો છે તેથી આનંદ થાયછે. ( એમ તાળીઓ પાડી કોલાહલ કરેછે. )

મુનિ—( અતિ કોલાહલથી સમાધિથી જાગ્રત થઇને કોપસહિત ) પાપીઓ! શું કોલાહલ કરોછો ? આ શું છે ?

વૃદ્ધમાછી—( પાસે આવી બરાબર જોઇને ) દુષ્ટો! છાના રહો છાના. આ માણસના આકારનું મત્સ્ય નથી, પણ કોઇ તપસ્વી દેખાયછે.

સર્વેમાછી—( ભય સહિત છાના ઉભા રહેછે. )

કંસ—કેશી! આ જાલમાં મુનિનું આવવું કયાંથી થયું?

કેશી—દેવ! મેં એમ પુરાણોમાં સાંભલ્યું છે કે ચ્યવનમુનિએ પ્રથમ યમુનાનાં જલમાં સાઠહજાર વર્ષ તપ કરેલું છે. ઘણું કરીને તેજ ચ્યવનમુનિ આ હોવા જોઇયે એવો મારો તર્કછે.

મુનિ—રે દુષ્ટો! આ માછલાંને શા માટે પકડયાંછે ?

વૃદ્ધમાછી—(ધ્રુજતાં) ભગવન્! અમે મચ્છીમારો છીએ. અમારી એ આજીવિકા છે. આપ અજાણતાં જાળમાં પડવાથી પકડાએલા છો તે ક્ષમા કરો. હવે જ્યાં પધારવું હોય ત્યાં પધારો.

મુનિ—પછી આ માછલાંઓની શી દશા થશે ?

વૃદ્ધમાછી—તેઓને વેંચીને અમારાં કુટુંબનું પોષણ કરશું.

મુનિ—ત્યારે મને પણ વેંચો. હું મારી સાથે રહેનાર આ માછલાંને છોડી ક્યાંય જવાનો નથી.

વૃદ્ધમાછી—મુનિવર્ય! આપને કોણ ગ્રહણ કરે ?

મુનિ—આહીંનો રાજાજ મને ગ્રહણ કરશે. પણ પ્રથમ આ સર્વને છોડી મારા વચનથી તે રાજાને કહો કે યમુનાના જલમાંથી નિકળેલ ચ્યવન તને બોલાવેછે.

વૃદ્ધમાછી—જેવી ભગવાન્‌ની આજ્ઞા. ( એમ કહી માછલાંઓને જલમાં રાખી તે નિકળી જાયછે. )

રાજા—( પુરોહિત તથા તે માછી સહિત પ્રવેશ કરીને ) ભગવન્ ! મથુરાનો રાજા હું આપને અભિવંદન કરૂં છું.

મુનિ—રાજન્ ! દીર્ઘાયુ થા

રાજા—ભગવાન્‌ની ( આપની ) શી આજ્ઞા છે ?

મુનિ—મારૂં મૂલ્ય આ લોકોને આપીને તું મને લઇલે.

રાજા—જેવી મુનિરાજની આજ્ઞા. ( એમ કહી માછીને કહેછે ) ધીવર ! કહે આ મુનિનું શું મૂલ્ય આપું ?

મુનિ—મારૂં મૂલ્ય તારેજ કહેવાનું છે. માછીલોકોએ કહેવાનું નથી.

રાજા—ભગવન્ ! તેમ કરીશ. દશ ગામ ( આ મુનિનું મૂલ્ય ) આપીશ.

મુનિ—નહિ નહિ. મારી એટલી કિંમત હોય નહિ.

રાજા—ત્યારે સો ગામ આપીશ.

મુનિ—એ પણ મારૂં યોગ્ય મૂલ્ય નથી.

રાજા—ત્યારે એકહજાર ગામ આપીશ.

મુનિ—હું મારી આત્મપ્રશંસા કરવા ઇચ્છતો નથી પરંતુ મારે યોગ્ય કાંઇ અપાય તો ઠીક.

રાજા—ભગવન્ ! મારૂં સમગ્ર રાજ્ય આપને માટે આ મચ્છીમારોને આપીશ.

મુનિ—રાજન્ ! તારાં સમગ્ર રાજ્યને પણ યોગ્ય હું નહિ. માટે મંત્રિઓસાથે વિચાર કરીને કાંઇ મારા યોગ્ય આપ.

कंस—આ મુનિ નિર્દય જણાયછે. સર્વસ્વ આપનારો રાજા હવે શું કરે?

केशी—દેવ! બ્રાહ્મણો તેવા ક્રૂર સ્વભાવવાળાજ હોયછે. તેથીજ દેવે (આપે) બ્રાહ્મણોનું નિકંદન કરવાને દૈત્યોને આજ્ઞા કરેલછે તે યુક્તજ કરેલું છે.

कंस—તમારા જેવા મંત્રિની મંત્રસંપત્નો એ પરિણામ છે.

રાજા—ભગવન્ ગવિજાત! હવે શું આપવું? જો આ મુનિ ક્રોધ કરશે તો ત્રિલોકીને પણ બાળી દેવાને તે સમર્થ છે તો તે મને બાળી નાખે તેમાં શુંજ કહેવું? માટે આ સંકટથી મારી રક્ષા કરો. (એમ કહી પ્રણામ કરેછે.)

ગવિજાત—રાજન્! ભય ન પામ તે મુનિપ્રવરને હું પ્રસન્ન કરીશ. બ્રાહ્મણો એ અમૂલ્ય અને જગત્પૂજ્ય વસ્તુ છે તેઓનું કશું મૂલ્ય છેજ નહિ. (કાનમાં કાંઇ કહેછે.)

નહુષ—(સહર્ષ મુનિપાસે આવી પ્રણામ કરેછે.)

અનુષ્ટુપ્.

ઉઠો હે ભગવન્! આપું, મૂલ્ય હું એક ગાયને;
મનમાં મેં વિચાર્યું કે, યોગ્ય છે એજ આપને.

(એમ કહી પ્રણામ કરેછે.)

મુનિ— અનુષ્ટુપ્.

આ ઉઠ્યો યોગ્ય તેં આપ્યું, મૂલ્ય તેથી ખુશી થશું;
ગાયોના તુલ્ય ના જાણું, પવિત્ર જગમાં કશું.

માછીઓ—(ખેદ સહિત) હા! હણાયા. આ બ્રાહ્મણે દશ ગામથી માંડી સમગ્ર રાજ્ય પણ ન લીધું અને હમણાં કેવલ એક ગાય

લીધી. હા ! આજનો દિવસ આપણે આ મુનિના પ્રસંગથી દુઃખ આપનારો થયોછે.

**કંસ**—માછીમારોનું તેવું ભાગ્ય ક્યાંથી હોય કે જેથી મુનિ પોતાના મૂલ્યમાં રાજ્યનો સ્વીકાર કરે.

**કેશી**—આપનું કહેવું ખરૂં છે. મચ્છીમારો આટલાનેજ ( એક ગાયને ) યોગ્ય.

**મુનિ**—મહારાજ નહુષ ! ગાયોનું માહાત્મ્ય તું જાણેછે તેથી મારૂં મન સંતુષ્ટ થયુંછે બ્રહ્માએ સર્વ મંગલને આપનાર ગાયોને ઉત્પન્ન કરેલછે તે ગાયોનું દર્શન, સ્પર્શન અને પૂજન એ કલ્યાણ પરંપરાને કરેછે. વળી જેઓ ગાયોની ટાઢ, પવન અને તડકાથી રક્ષા કરેછે તેઓ પણ સર્વ દુઃખથી મુક્ત થઇ આત્યંતિક સુખનો અનુભવ કરેછે અને જેઓ ગાયોને ખડ તથા અન્ન આપેછે તે રાજાધિરાજો પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રની પરંપરાનાં મુખ જોવાનાં સુખરૂપ અમૃતસાગરમાં નિમગ્ન થાયછે. સાંભળ પ્રાચીન મહર્ષિઓનાં વચનો.

**અનુષ્ટુપ્.**

ન આપે અગ્નિ હોમેલ, પિતૃ ને દેવ પૂજતાં ;
દિન એક ખરા ભાવે, આપે જે ગાય સેવતાં.
યજ્ઞનું આદિ છે ગાયો, મધ્યને અંત જાણવું ;
ખરૂં અમૃત દેવોનું, દૂધ ઘી ગાયથી થવું.
માટે ગાયો સદા દેવી, હમેશાં પૂજવી અરે ;
કરી જંગમ છે ગાયો, સ્વર્ગની સીડી ઈશ્વરે.

તેથી એક ગાય આ મચ્છીમારોને આપો.

**રાજા**—જેવી મુનિવર્યની આજ્ઞા. ( એમ કહીને વાછરડાસહિત એક

ગાય મમાવી) હે મચ્છીમારો ! આ મુનિનું આ મૂલ્ય ગ્રહણ કરો
(એમ કહીને આપેછે.)

વૃદ્ધ મછીમાર—પુત્રો ! જન્મથી માંડી આજ સુધી મેં આ અવસ્થા પાપથી કાઢેલી છે તેથી જો તમારી સંગતિ હોયતો આ બ્રાહ્મણ નેજ આજ આ ગાય આપું.

સર્વે માછીઓ—આર્ય ! અમે ખુશીથી અનુમોદન આપીએ છીએ માટે ઇચ્છાનુસાર કરો.

વૃદ્ધ માછી—ભગવન્ ! આપ સરખા ભવ્ય પુરૂષોનું દર્શન, સ્પર્શન, ભાષણ અને સ્મરણ એ પવિત્ર કરનાર છે એમ અમે સાંભળ્યું છે. આજે તે સર્વ આપની સાથે અમારે થયુંછે. તો હવે આ ગાયનું ગ્રહણ કરીને અમને કૃતાર્થ કરશો એવી આશા રાખીએ છીએ.

મુનિ— અનુષ્ટુપ્.

કરૂં ગ્રહણ હું ગાય, થયા છો મુક્ત કિલ્બિષો ;
કાઢેલાં માછલાં સાથે, નિષાદો સ્વર્ગમાં જશો.

(એમ કહી ગાયને ગ્રહણ કરેછે.)

માછીઓ—અમારા ઉપર મોટો અનુગ્રહ કર્યો. (એમ કહી દંડવત્પ્રણામ કરેછે.)

મુનિ— અનુષ્ટુપ્.

જે મેં કાંઇ કર્યું પુણ્ય, મનોવચનકર્મથી ;
દુઃખાર્ત્ત જંતુઓ સર્વે, તેથી થાઓ સદા સુખી.

(એમ કહી સૂર્યને પ્રણામ કરેછે.)

આકાશમાં શાર્દૂલવિક્રીત.

છો તું ધન્ય મુનીંદ્ર હે ચ્યવન છે ધન્યા દયા તાહરી,
ધન્યો ગોમહિમા જણાય જગમાં જેના પ્રસાદે કરી ;

આખો જન્મ કરેલ પાપ તજીને સત્પુણ્યથી પાગરો,
આરોહો અમરાવતી, જલચરો સાથે બધા ધીવરો.

( એમ કહેતાં ચિત્રગુપ્તસહિત યમરાજા વિમાનથી ઉતરેછે. )

**યમ**—ભગવાન્ ચ્યવન! ગોપ્રદાનના પુણ્યના પરિપાકથી પાપરહિત આ ધીવરોને સ્વર્ગમાં લઇ જવા માટે આવેલ છું માટે મને ત્યાં જવાની રજા આપો.

**ચ્યવન**—ભગવાન્ ધર્મરાજ! સર્વ કુટંબ સાથે આ ધીવરોને સ્વર્ગમાં લઇ જાઓ એવી મારી પ્રાર્થનાછે.

**યમ**—" પ્રાર્થનાછે " એમ ન કહેવું પરંતુ " મારી એવી આજ્ઞા છે " એમ કહેવું જોઈએ. જેવી આપની આજ્ઞા છે તેમ કરવા તૈયાર છું.

**ચિત્રગુપ્ત**—ભગવાન્! આ ધીવરોનાં કર્મોની શી ગતિ કરવી?

**યમ**—મિત્ર ચિત્રગુપ્ત! એમ લખોકે " શ્રી યમુનાને કિનારે સાઠહજાર વર્ષોસુધી તપ કરીને બાહાર નિકળેલા મુનિવર્ય ચ્યવનને શ્રીયમુનાને કાંઠે રહેનારા આ લોકોએ શ્રદ્ધાથી એક ગાય આપી તેના અગણ્ય પુણ્યથી આ લોકોનાં અગણિત પાપો પણ નાશ પામી ગયાં. "

**ચિત્રગુપ્ત**—(તેવીજ રીતે લખીને) ભગવન્! આ જલચરોનાં કર્મો છે તેનું શું કરવું?

**યમ**—ચિત્રગુપ્ત! "મહામુનિ ભગવાન્ ચ્યવનના અનુગ્રહથી તથા સહવાસના પ્રભાવથી આ સર્વ માછલાં પોતપોતાનાં કર્મથી મુક્ત થયાં." એમ લખો.

**ચિત્રગુપ્ત**—જેવી દેવની આજ્ઞા. ( એમ કહીને તેવીજ રીતે લખીને બતાવેછે.)

**યમ**—(તે જોઇને તેના ઉપર પોતાની સીલ મારેછે.) આ તો ધીવરો

સહકુટુંબ આવો (એમ કહી તેઓને વિમાનમાં બેસાડીચ્યવનને પ્રણામ કરી) ભગવન્! હું જવાની રજા લઉંછું.

**ચ્યવન**—જાઓ, આપનો માર્ગ કલ્યાણરૂપ થજો. (ધર્મરાજા માછી લોકો અને જલચરોને વિમાનમાં લઇનિકળી જાય છે.)

**નહુષ**—ભગવન્! બ્રાહ્મણોનો મહિમા અપ્રતિમ છે કે જેમના એક ક્ષણના સમાગમથી પાપપુષ્ટ મચ્છીમારો પણ સ્વર્ગમાં ગયા.

**ચ્યવન**—રાજન્! આ કંઇ મારો મહિમા નથી પણ જગદ્વંદ્યા ગાયોનોજ મહિમા આપ જાણો.

**અનુષ્ટુપ્.**

ગાયો પ્રદક્ષણી કાર્યા, વંદનીયા હમેશ છે;
મહા કલ્યાણ દેવાને, બ્રહ્માએ સરજેલ છે.

ઇત્યાદિક ભગવાન્ વ્યાસે ગાયોનો બહુ બહુ મહિમા કહેલ્છે.

**નહુષ**—ભગવન્! આપની કૃપાથી તે મહામુનિ વેદવ્યાસે કહેલો મહિમા આજે મેં નજરે જોયો.

**ચ્યવન**—રાજન્! તારૂં શું પ્રિય કરૂં?

**નહુષ**—ભગવન્ આપની કૃપાથી મત્સ્યો અને ધીવરો સ્વર્ગમાં ગયા અને મારો પણ યશ વિનાશ ન પામ્યો તેથી બીજું શું પ્રિય હોય? તોપણ આપની કૃપાથી એમ થાઓ કે,

**વસંતતિલકા.**

ગાયોનું પૂજન સમસ્ત જને કરાય,
પ્રેમેથી ગાય મુજ દેશવિષે પળાય;
ભક્તિ થજો વિમલ ગાય વિષે અમારી,
જે ભક્તનું સકલ ઇચ્છિત આપનારી.

**ચ્યવન**—રાજન્ તેમ થાઓ (એમ કહી નિકળી જાયછે)

નહુષ—ભગવન્ ગવિજાત ! આપની કૃપાથીજ સપરિવાર અમારૂં રક્ષણ થયુંછે માટે આપના ચરણકમલની રજથી મારી રાજધાનીને પણ પવિત્ર કરો.

ગવિજાત—જેમ મહારાજને રૂચે તે રીતે કરવા તૈયાર છું ( એમ કહી રાજા સહિત નિકળી જાયછે )

સૂત્રધાર—અહો ભોજકુલમંડલના મુકટરૂપ કંસ ?

શાર્દૂલવિક્રીડિત.

શ્રી ગોરક્ષણમાં પરાયણ થજો વિપ્રો ધરાધીશ્વરો,
વૈશ્યો શૂદ્ર જનો અને ઇતર સૈ ગોભક્તિને આદરો;
તેને આપ, થજો સહાય હમણાં જે સર્વ ભૂમીશ્વર,
તેથી કામદુધા સુરક્ષિત તમે ગાયો થજો સત્વર.

એવી અમારી પ્રાથના છે. ( એમ કહી પ્રણામ કરેછે. )

केशी—મહારાજ ! જોયું નાટક, મેં પ્રારંભમાંજ જે કહ્યું હતું તે ખરૂં કે નહિ તે આપે વિચારવું જોઇએ.

कंस—( સક્રોધ ઉભો થઇને ) અરે દુષ્ટાઓ ! અપ્સરાઓ ! ભાગો આંહીથી, મારા પૂર્વના વૈરી વિષ્ણુનાં મૂળભૂત ગાયો અને બ્રાહ્મણોની ભક્તિ કરાવવા તમે પ્રયત્ન કરો છો એમ મે જાણ્યું, મારા શહેરની બાહાર નિકળી જાઓ નહિતો પ્રાણાંતદંડના પાત્રપણાને પામશો.

केशी—મહારાજ ! ક્ષમા કરો ક્ષમા કરો આ લોકો નિરપરાધ છે તેઓએ તો કોઇની પ્રેરણાથી આ નાટક કરી બતાવ્યું છે.

कंस – ( સ્મરણ લાવીને ) મારા પિતા પણ મારાંજ અહિતની ઇચ્છા રાખેછે, માટે મારે આ ખડ્ગથી તેને મારવા જોઇયે

( એમ કહી ઉભો થાયછે. )

द्वारपाळ—( પ્રવેશ કરીને ) દેવ! દેવકીને બાલકનો પ્રસવ થયો. હવે જેવી આપની ઇચ્છા. ( એમ કહી પ્રણામ કરે છે ).

कंस—કેશી! જા મારા પિતાને જેલખાનામાં નાખ. હું પણ ઉતાવળથી દેવકીના આઠમા ગર્ભને હણવા જાઉંછું

केशी—જેવી દેવની આજ્ઞા. તે આપના પિતાને મેં બાંધેલાજ જાણો. ( એમ કહી નિકળી જાયછે. )

कंस—કેશી ગયો. હું પણ ઉતાવળથી દેવકીના સુવાવડના ઘરતરફ જાઉં. ( એમ કહી ઠેસું ખાતો મુકુટ પડી જતાં નિકળી જાયછે. )

અંક ચોથો સમાપ્ત.

श्रीप्रेमान्वितशंकरस्य तनयः प्राणादिमः शंकरः ।
झंडूभट्ट इति प्रसिद्धभिषजः शिष्योहिछत्रद्विजः ॥
तेन श्रीगुरुशंभुलालसुकवेर्निमातुराज्ञाभृता ।
गोरक्षाभ्युदयाख्यनाटकवरस्याकारि भाषांतरम् ॥



# ગોપાલચિંતામણિ નાટક.

## અંક ૫ મો.

( ઉદ્વેગવાળો કંસ પરિવાર સહિત પ્રવેશ કરેછે. )

કંસ—કેશી ! દેવો પણ અસત્ય વચન બોલનારા છે એમ મેં આજેજ જાણ્યું.

કેશી—મહારાજ ! કેવી રીતે ?

કંસ—પામર તે દેવોએ " દેવકીનો આઠમો ગર્ભ તને મારશે " એમ ખોટુંજ કહેલું જેને ભરોંસે મેં અત્યંત ક્રૂરતર માણસોએ કરવા જેવું ભાણેજોને મારવારૂપ કામ કર્યું. દેવકીએ તો આજે અર્ધ રાત્રિએ પુત્રીને જન્મ આપ્યો.

કેશી—મહારાજ ! પુત્રી છે તેનો વિશ્વાસ ન કરવો. તે પણ મારવીજ જોઇયે. કેમકે બહુ માયાવી વિષ્ણુ કોઇ પણ પ્રકારે આપનો વધ કરશેજ.

કંસ—કેશી ! તારૂં કેહવું સત્ય છે તેથીજ મેં દીનદીના અને અત્યંત કરૂણ રૂદન કરતી પણ દેવકીના હાથમાંથી ખેંચી બે પગથી ઝાલીને તે બાલકીને છીપર ઉપર પછાડી, તેટલામાં તો મારા હાથમાંથી નિકળી જઇને તુરત આકાશમાં કોઇ અષ્ટભુજા દેવી દેખાયાં.

કેશી—( આશ્ચર્ય સહિત )એ શું આવીપડયુ ! ! પછી પછી ?

કંસ—પછી દિવ્ય અલંકારો, દિવ્ય વસ્ત્રો, દિવ્ય અંગરાગો અને દિવ્ય પુષ્પોની માળાને ધારણ કરનારાં તે અષ્ટભુજા દેવીએ મને કહ્યું.

કેશી—દેવ! શું કહ્યું?

કંસ— અનુષ્ટુપ્.

" શું મને હણતાં મંદ, થયો છે તુજ અંતક;
ગમે ત્યાં પૂર્વનો શત્રુ. હણે ના દીનને વૃથા."

મને એ રીતે સરોષ બોલીને તે આકાશગાંજ અંતર્હિત થઇ ગયાં.

કેશી—રાજન્! તે આપનો પૂર્વ શત્રુ ઉત્પન્ન થયો છે તોપણ આપને કશો ભય નથી. કેમકે દેવો લડાઇથી ભીરૂ અને ક્ષેમશૂર છે એ વાત આપનાથી અજાણી નથી.

રથોદ્ધતા.

શું કરે હરિ અને વળી શંભુ, શું ચિરંતન મુનિજ સ્વયંભૂ;
પામરો અગર અન્ય આપને, દુઃખ, શૌર્ય સહ ધૈર્ય યુક્તને.

તોપણ જરા જેટલા પણ શત્રુની ઉપેક્ષા ન કરવી એવી નીતિછે માટે વિષ્ણુનાં મૂળતું ઉન્મૂલન કરવા પ્રયત્ન કરીએ.

કંસ—સારૂં અમાત્ય વર્ય! સારૂં. ભલે તેમ કરો.

કેશી—રાજન્! તેમજ કરીશ, પરંતુ બકી અને બકાસુરને મેં ભગવાન્નાં મંદિર પ્રત્યે મોકલ્યાંછે તે બન્નેએ ત્યાંની શી હકીકત મેળવીછે તે જાણીને પછી તેને યોગ્ય કરશું.

બક—(પ્રવેશ કરીને) મહારાજ અને અમાત્યનો જય થાઓ જય થાઓ હું બક આપને પ્રણામ કરૂંછું

કંસ—આવ બક! તું કુશળ છો?

બક—દેવનાજ પ્રસાદથીજ.

કેશી—સંભારતાંજ આવ્યો તેથી મારૂં મન અત્યંત પ્રસન્ન થયું. બોલ શું હકીકત મેળવી છે?

બક—દેવ! અમાત્ય! આંહીથી ગયેલી તે બન્ને દેવીઓમાં એક ભૂદેવી

અને બીજી ભારતીદેવી હતી.

કેશી—પછી પછી ?

બક—તે બન્નેએ દેવકીના પુત્ર થવાને પ્રાર્થના કરાયેલા પરમેશ્વરે તેની પ્રાર્થના અંગીકાર કરી એ સર્વ વૃત્તાંત ભગવાન્‌ના ભક્તનો વેષ ધારણ કરનાર મેં જાણ્યું.

કેશી—તે ભગવાન્‌નો ઉત્સાહ ભંગ કરવા માટે મેં મોકલેલી પૂતનાને તેં ક્યાંય દીઠી કે નહી ?

બક—અમાત્ય! અચ્છોદ તળાવમાં હું નહાવા ઉતરેલ હતો ત્યાં મેં તેને દીઠી હતી અને તે ભગવાન્‌નાં મંદિરમાં ગયેલછે, હું ધારૂંછું કે તેપણ હમણાંજ આવવી જોઇએ.

પૂતના—( પ્રવેશ કરીને ) મહારાજ અને અમાત્યનો જય થાઓ.

કંસ—આવ પૂતના! આવ તું કુશળ છે ?

પૂતના—દેવના પ્રસાદથી કુશળ છું

કેશી—પુત્રિ! તેં ભગવાનની શી ખબર મેળવી ?

પૂતના—આર્ય અમાત્ય વર્ય! આપની આજ્ઞાથી મેં ક્ષીરસાગરમાં જઇને માયાલક્ષ્મીરૂપ લઇને ભગવાન્‌ને બહુ બહુ કહ્યું કે-તમારે અવતાર ન લેવો તોપણ તેણે મારૂં વચન માન્યું નહિ. વળી ક્યાંય યમુનાના કાંઠા પાસે તે ગોપાલબાલપણાંને અંગીકાર કરશે એમ મેં ભગવાન્‌ના બોલવા ઉપરથી નિશ્ચય કરેલ છે. હવે જેમ દેવની મરજી.

કેશી—( આંખો વીંચી થોડીવાર વિચાર કરીને ) દેવ! હું એમ માનું-છું કે વસુદેવે દેવકી પુત્રને કોઇ ગોપને ઘેર પોચાડયો અને તેની પુત્રીને તે આંહી લઇ આવ્યો.

કંસ—( જરા હસીને ) કેશી! તારી ભ્રાંતિતો અતિ ભૂમિકાને આ રૂઢ

થઇ જણાયછે. બેડીમાં નાખી જેલમાં પૂરેલા અને રાત્રિ દિવસ અપ્રમત ચોકીવાળાઓએ ચોકી કરાતા વસુદેવનું બાહાર નિકળવું કેમજ સંભવે ? માટે એવી આકાશ પુષ્પના જેવી કલ્પના કરવા જરૂર નથી.

કેશી—( ઉદ્વેગ સહિત સ્વગત ) રાજ સેવારૂપ પિશાચીને ધિક્કાર છે કે જે રાત દિવસ સેવકોનું રૂધિર પીએછે પ્રયત્ન પરંપરાથી સેવા કરાતાં છતાં પણ જે કયારે પણ યશ આપતી નથી પરંતુ અપયશના મોટલાને તો પગલે પગલે આપેછે. આ પ્રસંગે મારે મારા પિતાનેજ ઠપકો આપવા જેવુંછે કે જેણે બાલક પણથીજ મને આવા હિતા હિતને ન જાણનારા રાજાની સેવામાં યોજયો હવે બીજી શી ગતિછે ? પોતે કરેલાં કર્મનુ ફળ જીવતાં સુધી પોતેજ ભોગવવું જોઇએ, ( પ્રકાશ ) મહારાજ ! આપ ઠીક કહોછો. આ મારી વૃદ્ધ પણાને લીધે ભૂલ થતી હતી. હવે પછી મહારાજની શી આજ્ઞાછે ?

કંસ—દેવીએ જે કહ્યું કે " તારો પૂર્વ વૈરી કયાંય જન્મ્યોછે " તેની પ્રતિ ક્રિયા આજ કરો.

કેશી—નાથ ! એ વિષયમાં આપે કશી ચિંતા ન રાખવી. પૂતનાના કેહવા પ્રમાણે યમુનાના કાંઠા ઉપર કયાંય ગોપ કુટંબમાં તેણે ઉત્પન્ન થવું જોઇએ. માટે યમુનાના કાંઠાની આસપાસ હમેશાં દશ દિવસની અંદરનાં તથા દશ દિવસ ઉપરનાં બાલકોને શેહેર, ગામડા, ને સો, અને આકરો ( ખાણો ) માં મારવાં, અને બ્રાહ્મણો તથા ગાયોની હિંસા તો પ્રથમથીજ કરવા માંડીછે, તેથી વિષ્ણુની નિર્મૂલતા અવશ્ય થશે એમ મારી મતિછે.

કંસ—અમાત્ય ! તમે સાચું કહ્યું.

**કેશી**—પૂતના ! દશ દિવસની અંદરનાં તથા ઉપરનાં બાલકોને મારવાને તું જા.

**પૂતના**—જેવી અમાત્યની આજ્ઞા. ( એમ કહી નિકળી જાયછે. )

**કેશી**—અરે બકાસુર ! તૃણાવર્ત્તાસુર ! શકટાસુર ! વત્સાસુર ! વ્યોમાસુર ! અઘાસુર ! અને વૃષભાસુર ! તમો સર્વ શેહેર, ગામડાં, ઘોષ, વ્રજ અને આકરોમાં બાલકોને મારવામાટે પોતેપોતાની ઇચ્છાનુસારરૂપ લઇને મહારાજની ઇચ્છાને પૂર્ણ કરો. આ મહારાજ, તમારી કરેલી સહાયતાને કદી પણ ભૂલશે નહિ. બ્રાહ્મણો અને ગાયોને પ્રત્યેક રસ્તે પીડા કરવી. કેમકે તે બન્ને વિષ્ણુના મૂળભૂતછે એ તમારૂં અજાણ્યું નથી.

**સર્વ દૈત્યો**—( એકદમ ઉભા થઇને ) આર્ય ! આપની આજ્ઞાનુસાર કરવા માટે અમોને ગયેલાજ આપ જાણો. ( એમ કહી પ્રણામ કરી સર્વ નિકળી જાયછે. )

**કેશી**—મહારાજ ! આ સર્વ ગયા, તેઓ અવશ્ય સર્વત્ર તુરત જન્મેલ બાલકોનો ક્ષય કરશે. હવે બીજો મહારાજનો શો હુકમ છે ?

**કંસ**—કેશી ! મહારાજ ઉગ્રસેનનું તમે શું કર્યું. ?

**કેશી**—મહારાજની આજ્ઞા થઇ કે તુરતજ તેને પગોમાં બેડીઓ નાખી જેલમાં દાખલ કરી દીધેલ છે.

**કંસ**—બહુ સારૂં કર્યું. હવે મારૂં નિષ્કંટક રાજ્ય થયું. એટલે હવે દેવના અવતાર રૂપ યાદવોને પીડીશ. તેથી મારા પિતાના પક્ષપાતી સર્વ યાદવોને પકડવાને તું જા.

**કેશી**—જેવી દેવની આજ્ઞા. ( એમ કહી નિકળી જાયછે. )

**કંસ**—( મનમાં ) કેશી ગયો તેથી હું પણ મારા પરમ મિત્રો બાણાસુર, ભોમાસુર અને જરાસંધ આદિના અનુમતિપત્રદ્વારા યાદવો-

ને પકડીને ઉખેડી નાખવા પ્રયત્ન કરૂં. ( એમ કહી આકાશમાર્ગે નિકળી જાયછે. )

( ત્યાર પછી નારદ અને કંસ પ્રવેશ કરેછે. )

**કંસ**—હે મહામુનિ ! દેવો પણ ખોટાં વચનોની રચનાથી માણસોને મોહ પમાડેછે એમ મેં આજેજ જાણ્યું.

**નારદ**—રાજન્ ! તે કેવી રીતે ?

**કંસ**—દેવોએ કહેલુંકે-દેવકીનો આઠમો ગર્ભ તને મારશે. તે ખોટુંજ થયું. વળી દેવોના વચનોપર વિશ્વાસ લાવી મેં દેવકીના પુત્રોને વ્યર્થજ માર્યા, એમ હવે ચિત્તમાં ખેદ થાયછે.

**નારદ**—( સ્વગત ) હમણાં દેવોનો પક્ષ ન લેવો. ( પ્રકાશ ) વત્સ ! દેવપણું કાંઇ જાતિઉપર આધાર રાખતું નથી કે નાતઉપર આધાર રાખતું નથી. પરંતુ તે સદ્‌ગુણોઉપરજ આધાર રાખેછે. તેથી જેઓ સદ્‌ગુણવાળાછે તેજ દેવો અને જેઓ સદ્‌ગુણવિનાના છે તે અસુરો જાણવા.

**કંસ**—મુનિરાજે સત્ય કહ્યું.

**નારદ**—વત્સ ! તારા સર્વ હજુરીઓ ક્યાં ગયેલા છે ?

**કંસ**—દેવર્ષિ ! દેવકીએ પ્રસૂતા પુત્રીને પગેથી ઝાલીને મેં જ્યાં છીપર ઉપર પછાડી તેટલામાં તો તે કોઇ અષ્ટભુજા દેવી થઇને—

" શું મને હણતા મંદ, થયોછે તુજ અંતક ;
ગમે ત્યાં પૂર્વનો શત્રુ, હણે ના દીનને વૃથા.

એમ કહીને અંતર્હિત થઇ ગયાં.

**નારદ**—( આશ્ચર્યની પેઠે દેખાવ કરીને ) રાજન્ ! દેવીનાં વચનોથી ક્યાંય તારો પૂર્વનો શત્રુ ઉત્પન્ન થયો એતો નિશ્ચય થાયછે. પછી પછી ?

**કંસ**—એમજ. તેથીજ શહેર, ગામડાં, ખેટ, ખર્વટ, ઘોષ અને વ્રજોમાં

મેં મારા નોકરો કે જેઓએ રમતમાં પણ દેવોને મારી નાખેલ છે એવા અસુરોને મોકલ્યાછે. તેઓ સર્વત્ર દશ દિવસની અંદરનાં તથા દશ દિવસ ઉપરનાં બાલકોને ખાઇ જશે અને ગાયો તથા બ્રાહ્મણોની હિંસા કરશે તેથી વિષ્ણુની નિર્મૂલતા અવશ્ય થશે.

**નારદ**—(સ્વગત હસીને) જ્યારે વિધિ વિપરીત હોય ત્યારે બધું વિપરીતજ ભાસે છે, એ લોકવાણી ખોટી નથી. (પ્રકાશ) રાજન્! અપરાહિતકરી બુદ્ધિ તને કોણે આપી ?

**કંસ**—મુનિવર્ય! પરમ હિતૈષી અમાત્ય કેશીએજ.

**નારદ**—વત્સ! ત્યારે તો તારો પૂર્વવૈરી હતપ્રાય એમ નિશ્ચય જાણવું.

**કંસ**—તેમાં શી શંકાછે? દેવકીને પુત્રી ઉત્પન્ન થઇ તેને આજ અગિયાર વર્ષ થઇ ગયાં અને બારમા વર્ષનો આ બીજો મહિનો ચાલેછે.

**નારદ**—રાજન્! તારો પરમ હિતૈષી કેશી અત્યારે ક્યાં ગયોછે ?

**કંસ**—ભગવન્! બલવિનાના પણ વૈરીની ઉપેક્ષા ન કરવી તેથી વિષ્ણુનું મૂળ ઉખેડવાને અને પ્રથમ ગયેલા મારા નોકરોની ખબર કાઢવાને તે ગયેલ છે. તે ગયાને આજે પાંચમો દિવસ જાયછે. પણ મને તો તેના વિના પાંચ વર્ષ જેવા તે દિવસો ગયાછે. હવે તે પરમહિતૈષી અમાત્યને હું ક્યારે મળીશ અને અમાત્ય કુશળછે તથા પ્રથમ ગયેલા મારા પરમહિતકારી સર્વ નોકરો ક્યાંછે તે સર્વ પરાવરજ્ઞોમાં પ્રમુખ આપ ભગવાન્‌નાજ મુખથી જાણવા ઇચ્છુંછું.

**નારદ**—(સ્વગત) આ જીવશે ત્યાં સુધી ગાયો, બ્રાહ્મણો અને દેવોને પીડા શાંત નહિ થાય માટે તેને તુરત મહાપરાધી કરી ભગવાન્‌ના વધ્યપણાંનું પાત્ર કરૂં (પ્રકાશ) રાજન્! આ વિષય જ્યોતિર્વિદોનો છે તોપણ તારા આગ્રહથી પંચાંગપત્ર જોઇને જેમ

તેમ કહીશ. ( એમ કહીને પંચાંગપત્ર પ્રસારીને જુવેછે. )

કંસ—( જોઇને ) ભગવન્ ! આ આપનું તો પંચાંગપત્ર વિચિત્ર જ-ણાયછે આમાં તો વિઘ્નવૈરી દેવ (ગણપતિ) નથી અને લક્ષલા-ભયુક્ત સિદ્ધિ, બુદ્ધિ પણ નથી.

નારદ—રાજન્ ! ગાયો અને બ્રાહ્મણોની પીડામાં પ્રવૃત્ત થયેલાઓનું કુશલ પ્રશ્ન જોવાગાં વિઘ્નવૈરીદેવનું કાંઇ પણ પ્રયોજન નથી અને લક્ષલાભયુક્ત સિદ્ધિ બુદ્ધિ તો તેઓનાથી ભયથીજ દૂર ભાગી જાયછે. વળી દેવના વૈરિ તમારે દેવોથી શું પ્રયોજન છે ?

કંસ—સારૂં મુનિવર્ય ! સારૂં નિર્દૈવત પંચાંગજ મને ગમેછે.

નારદ—( સ્વગત ) જેવું તને ગમે છે તેવુંજ તુરત તારૂં પંચાંગ થશે. ( પ્રકાશ ) તેથીજ તેવું પંચાંગ તારી પાસે પસાર્યું.

કંસ—તેવો બીજો કોણ ઇંગિતજ્ઞ હોય ? ( ફરીને સારી રીતે જોઇને ) ભગવન્ ! તિથિ, વાર, યોગ, કરણ અને નક્ષત્રો પણ આ પંચાંગ-માં દેખાતાં નથી.

નારદ—તે પંચાંગ તો જ્યોતિષીનુંજ. અમારૂં નહિ. વળી તે પણ તેની અધિષ્ઠાત્રી દેવતા છે તેથી તેઓનું તારી પાસે કાંઇ જરૂર નહિ. વધારે શું કહેવું,

### વસંતતિલકા.

તે વાર, યોગ, તિથિને કરવુંજ શું છે ?
નક્ષત્રથી કરણથી પણ કાર્ય શું છે ?
જે જાણવાની મરજી મનમાંહિ રે'શે,
ભૂપાલ ! સર્વ તુજને મુજ પત્ર કેશે.

કંસ—મારે થયેલી વાત જાણવાનું પ્રયોજન છે, બીજું કાંઇ કામ નથી

નારદ—ત્યારે પૂછો.

કંસ—આંહીથી પ્રથમ ગયેલી પૂતનાની શી પ્રવૃત્તિ છે તે જુઓ.

નારદ—( એક પાનું ફેરવીને બતાવે છે. )

કંસ—( જોઇને )

વૈતાલિય.

અતસીસમ કાંતિવાન છે, બહુ કૂણા કર પાદ રક્ત છે ;
શિશુ તે સ્તન ધાવતાં મરી, પડી આ હે મુનિ કોણ સુંદરી.

નારદ—રાજન્ ! આતો નિમિત્તમાત્ર જોવાનું છે, તમે પુછ્યું કે પૂતનાની શી પ્રવૃત્તિ છે, તેથી પત્રમાં જોતાં કોઇ સ્ત્રી મરેલી છે. તેથી પૂતનાનાં કોઇ બાલકે પ્રાણ પીધાં છે એવું અનુમાન થાયછે.

કંસ—ભગવન્ ! આ કાંઇ અનુમાન નથી, પણ ખરેખરી પૂતનાજ છે. હા ! સકલ પૃથ્વીનાં બાલકોનાં રક્તપાનમાં વ્યસનવાળી ! તારૂં રક્તપાન આ બાલકે કર્યું, હા ! દૈવને ધિક્કાર છે. ( એમ કહી નિસાસો નાખેછે. )

નારદ—રાજન્ ! વિદ્વાનો થઇ ગયેલી વાતનો શોક કરતા નથી.

કંસ—( ધીરજ ધરીને ) મુનિરાજ ! આપનું કહેવું ખરૂંછે. આગળ દેખાડો.

નારદ—( બીજું પત્ર ફેરવેછે. )

કંસ—અહો ! કોઇ મહોત્સવ થતો દેખાયછે, એક તરફ ગોપો આનંદસહિત અલંકારો પહેરીને ચારે કોર ફરેછે, બીજી તરફ ગોપીઓ નાચતી, ગાતી, અને ક્રીડા કરતી આનંદમાં નિમગ્ન દેખાયછે. ( બીજી તરફ જોઇને આશ્ચર્યસહિત )

વસંતતિલકા.

સૂતેલ તેજ અહિં બાલક ઘોડીઆમાં,
જાગી જતાં મૃદુલ પાય ઉલાળવામાં ;

ભાંગી ગયું શકટ પાત્રભર્યું વિચિત્ર,
શું આ કહે સમજવું મુનિવર્ય ચિત્ર.

નારદ—હું એમ ધારૂંછું કે ગાડાંમાં પેઠેલો કોઇ અસુર હોવો જોઇએ.

કંસ—(યાદ લાવીને) હા સ્મરણ થયું, આતો શકટાસુર ગાડાની પાસેજ પ્રાણરહિત થયો દેખાયછે. હા શકટાસુર! તારીપણ આ દશા થઇ? મુનિવર્ય! તેથી પણ આગળ બતાવો.

નારદ—જે તારી અભિરૂચિ. (એમ કહી આગળ બતાવેછે.)

કંસ—(જોઇને) હા! હું હણાયો.

શિખરિણી.

પડયો પૃથ્વીમાથે બહુ ચડી તૃણાવર્ત્ત ગગને,
બધાં અંગો ભાંગ્યાં અસુરહિત એ સત્વર બને;
અરે તેના માથે ભયરહિત આ બાલક ફરે,
હસેછે નાચેછે મુજ મરણનો એ ભય કરે.

(એમ કહી આંખમાંથી આંસુ પાડેછે.)

નારદ—(સ્વગત) એ તારૂં અનુમાન સત્યજ છે. (પ્રકાશ) રાજન્! ધીરજ રાખ ધીરજ રાખ.

કંસ—મુનિ આગળ બતાવો.

નારદ—જેવી તમારી ઇચ્છા. (એમ કહી બતાવેછે)

કંસ—(જોઇને આશ્ચર્યસહિત) મુનિવર્ય! આ શું! બગાસું ખાતાં આ બાલકના મુખમાં નિખિલ વિશ્વ દેખાયછે. હું જાણુંછું કે આ આ બાલક કોઇ ઇંદ્રજાલ બતાવનારો છે. આ તેની માતાપણ ભયભીત થયાં હોય એમ જણાયછે.

નારદ—રાજન્! એમજ છે.

કંસ—(આગળ જોઇને)

 

### ઉદ્ગીતિ.

દહિંની દોણી ભાંગી, માખણનો ચોર ભાગે આ ;
લઈ લાકડી હાથે, પાછળ દોડેલ તેહની માતા.

(આગળ જોઈને) અહો ! આ ચપલ બાલકને અબળા ગોપીએ આંહી પકડયો અને નોંઝણેથી ખાંડણીઆસાથે બાંધ્યો. માટે હે મન ! તું નિર્ભય થા. અત્યારે આ બાલકનું બલ દેખાઇ રહ્યું.

નારદ—(સ્વગત) મૂર્ખ ! આતો પ્રેમથી બંધાયાછે. નોંઝણેથી નહિ.
(પ્રકાશ) રાજન્ ! તારૂં કહેવું ખરૂં છે.

કંસ—મને આગળ જોવાની ઇચ્છા વધેછે, માટે દેખાડો.

નારદ—(પત્રને ફેરવેછે.)

કંસ—(જોઈને) વૈતાલિય.

યમલાર્જુનની વચે જતાં, વચગાં ખાંડણીઓ થઇ જતાં ;
થડમાંથી પડેલ ઝાડ એ, બલ આ કયાંથી અનંત, બાલકે.

(ફરીને જોઇને) અહો કોઇ એ દેવ આ બાલકની સ્તુતિ કરેછે. (વળી આગળ જોઇને) અહો ! ઘણાં વાછડાનાં યૂથોને યમુના નદીના કાંઠા ઉપર ગોપના બાલકો ચરાવેછે તેમાં પણ એ, ગોપોમાં શ્રેષ્ઠ આ બાલકોનાં વિચિત્ર ચરિત્રો દેખવામાં આવેછે.

નારદ—એજ છે.

કંસ—હજુ આગળ બતાવો.

નારદ —ભલે જેવી તારી ઇચ્છા. (એમ કહી પત્રને ફેરવેછે.)

કંસ—અહો ! આ શું ?

### અનુષ્ટુપ્.

વત્સના પુંછડાંસાથે, પકડી પાછલા પગ ;
પછાડી કોઠની સાથે, મારે તોપણ નિર્મદ.

કેમ આ વત્સપાલક થઇને વત્સમારકપણાને અંગીકાર કરેછે ? (ચતુરાઇથી જોઇને) અહો જાણવામાં આવ્યું. આ વાછડો નથી પણ વાછડાને આકારે વત્સાસુર મૃત્યુને પામ્યો એમ જણાયછે. હા! વત્સ વત્સાસુર! તું પણ અગારેમાટે આ દશાને પામ્યો ? (એમ કહી રૂદન કરેછે.)

**નારદ**—રાજન્! આમ અત્યંત બીકણપણું તમને શોભતું નથી.

**કંસ**—(ધીરજ ધરી નેત્રમાંથી આંસુ લુઇને) ભગવન્ આગળ જોવાને હું તૈયાર છું.

**નારદ**—આ પણ વિચિત્ર ચિત્ર જુઓ.

**કંસ**—(સાદર જોઇને.)

વસંતતિલકા.

હાહા બકાસુર અહિં વળી બાલકે આ,
ચાંચેથી ચીરી બલવાન હણ્યો અરે હા;
આનંદથી કુસુમવૃષ્ટિ સુરો કરેછે,
ગોપાલબાલક બધા સ્તુતિ ઓચરેછે.

તેઓ બધાને હું મારૂં. (એમ કહી ઉભો થાવા જાયછે.)

**નારદ**—આ તો ચિત્ર છે.

**કંસ**—અહો! એ તો હું ચુકી ગયો. હા! બકાસુરની પ્રવૃત્તિ પણ કુશળ નથી એમ અનુમાન થાયછે.

**નારદ**—રાજન્! સંપૂર્ણ જોયા પછી વિચાર કરશું.

**કંસ**—મુનિવર્ય! આપનું કહેવું યુક્ત છે. પાનું ફેરવો.

**નારદ**—તેમજ. (એમ કહી પત્ર ફેરવેછે.)

**કંસ**—(જોઇને) આ એક યોજનના વિસ્તારવાળો મહાસર્પ (અજગર) ની આકૃતિ જેવો સુંદર પર્વત છે, તેની આ સુંદર ગુફા છે, તે-

માંથી આનંદસહિત નિકળીને આ ગોપબાલકો આશ્ચર્યસહિત પીતાંબર ધરનાર આ બાલકને પૂર્ણ પ્રેમાશ્રુની વૃષ્ટિ પાડતી દૃષ્ટિઓથી જુવેછે, એ શું છે? (નિપુણ જોઇને) હંત! આ કાંઇ પર્વત નથી પરંતુ સર્પના આકારવાળો અઘાસુર પ્રાણરહિત થઇને પડ્યોછે સખે! તું પણ બકાસુર અને પૂતનાની પછવાડે ગયો અને તારાથી પણ આ ગોપાલબાલક જીતી શકાયો નહિ. અથવા ગાયો અને ગોકુળ સહિત આ ગોપાલબાલકને ગળી જવાંથી તેં તો સર્વ મારૂં કાર્ય કર્યું, પરંતુ મારા મંદ ભાગ્યના મહિમાથી આ ચપલ ગોપાલબાલકે તે સર્વ નિષ્ફલ કર્યું

નારદ—આ તરફ પણ નજર કરો.

કંસ—હે મુનિ! મારી દૃષ્ટિ બાલનાર આ ચિત્રછે. આ પાપીઓ અઘાસુરને મારીને અગંદાનંદ પામીને યમુનાને કાંઠે દહીંને ચોખા ખાયછે.

(ફરીને જોઇને) વાછડાઓને આકાશમાર્ગે હરી લેતા વિધાતાએ તેઓનાં ભોજન સુખમાં વિઘ્ન પાડયું.

નારદ—જેમ રાજા કહેછે તેમજ છે.

કંસ—(ફરીને જોઇને) ભગવન્! આંહીથી વાછડાં અને ત્યાંથી વત્સપાલકો (ગોપ બાલકો) ને હરી જતા બ્રહ્માએ ભૂલી ન જવાય તેવું મારૂં સાહાય્ય કરેલ છે.

## વૈતાલિય.

કવલ હાથવિષે લઇને ફરે, પ્રતિવને યમુનાતટમાં અરે,
સ્વજન, વત્સ વિયોગ દુખી કરે, પ્રતિગિરિ પ્રતિકુંજ ભમ્યા કરે.

તેથી મારૂં ચિત્ત પ્રસન્ન થાયછે.

નારદ—રાજન્! આ તરફ નજર કરો.

કંસ—( જોઇને ઉદ્વેગ સહિત ) હાહંત! આ ગોપાલબાલકનો કોઇ અ-
પ્રતિમ પ્રતાપ જણાયછે.

વસંતતિલકા.

તે ગોપ બાલક અને વળી વાછડાંને,
આપી નમાવી નિજ ચાર કિરીટ આને ;
માગે ક્ષમા વિનયથી વિધિ મોહ પામી,
આ બાળમાં હરિથકી ન જણાય ખામી.

નારદ—એમજ છે. આ તરફ નજર કરો.

કંસ—( આશ્ચર્યસહિત જોઇને )

વસંતતિલકા.

આ નાગની શતફણાપર વારવાર,
નાચે ધરી ચરણ નિર્ભય આ કુમાર ;
નાગસ્ત્રિઓ પ્રણયથી પ્રણમી કહેછે,
સ્વપ્રાણનાથ પરિરક્ષણને ચહેછે.

ભગવન્ ! દેવર્ષિ ! આ નાગ કોણ છે ?

નારદ—રાજન્ ! તે આ કાલિય નાગ છે.

કંસ—અહો ! જે નાગોનો અંત કરનાર ગરૂડથી પણ બીતો નથી તેને
પણ આ બાલકે આ દશાને પમાડયો !

નારદ—રાજન્ ! તેમાં શો સંદેહ, આ પણ જુઓ.

કંસ—( જોઇને )

વસંતતિલકા.

ભાંડીર નામ વડથી નહિ દૂર જાતાં,
આ કોઇ બાલક લઇ હદપાર થાતાં ;
બેઠેલ બાલક ખભે પણ મૂઠ મારે,

વજ્રે હણેલ ગિરિતુલ્ય ગરેલ હા ! રે !

( નિપુણ જોઇને ) હા ! આ તો ગયપુત્ર પ્રલંબાસુર હોય એમ જણાયછે. વત્સે ! કેમ તારી પણ આ દશા ?

નારદ—કંસ ! કંસ ! ખેદ કરો નહિ આ તો ચિત્ર છે. બીજી તરફ પણ જુઓ.

કંસ—( જોઇને ) ભગવન્ ! આ તાલનું વન છે તે ગધેડારૂપ, પ્રાણુરહિત, અસુરોથી વ્યાપ્તછે, એવું દેખાયછે. શું મારા મિત્ર ધેનુકાસુરને પણ જ્ઞાતિ અને બાંધવ સહિત આ ગોપ બાલકાએ મારી નાખ્યો ? જેથી ગાયો અને ગોપ સહિત આંહી હર્ષથી તેઓ વિહાર કરેછે. ( થોડે છેટે જોઇને ) અહો ! આ ગોપાલ બાલકની, ગાયોઉપર ઘણી ભક્તિ છે જેથી આંહી અખિલ ગોધનને ખાઇ જતા દાવાનલને પણ—

અનુષ્ટુપ્—" જો ગાયોમાં ખરી ભક્તિ, જો તેઓ પ્રાણુથી પ્રિય ;
ગાયો જો મુજ સર્વસ્વ, ગાયો જો મુજ દૈવત.
તો દાવાનલ આ લીન, મુજના મુખમાં થજો ;
સર્વ આ ગોપ ગાયોને, અગ્નિથી ભય ના થજો "

એમ કહી નિ:શેષ દાવાનલને પણ આ બાલક પી ગયો, આ ચમત્કાર અદ્‌ભુત છે આ ગોપાલબાલક મારો પરમ શત્રુ છે કે જે દુ:સહ દુ:ખોને પણ સ્વીકારીને વિષ્ણુનાં મૂળભૂત ગાયોની રક્ષામાં દીક્ષિત હોય એમ જણાયછે.

નારદ—આ જુઓ.

કંસ—( જોઇને ) મુનિવર્ય !

શાર્દૂલવિક્રીડિત.

મેઘે વ્યાપ્ત થયું બધું નભ અહો થાયે બહુ વીજળી,

વૃષ્ટિનાં જળથી જણાય ન મહી નીચી ન ઉંચી વળી ;
ગોપી ગોપ ફરે અહીં તહિં, ધરી છાતીસમાં બાલને,
વર્ષાથી દુખ પામતા નિકળવા ઇચ્છે સુખે કાળને.

રથોદ્ધતા.

ગાયનાં ધણ કરે પલાયન, વૃષ્ટિથી થરથરે બધાં જન ;
ક્યાં જવાથી વરસાદ ના નડે, એ ઉપાય નહિ કોયને જડે.

ઇંદ્રે મને મોટી સહાયતા કરીછે.

નારદ—તેમાં શો સદેહ ? પણ આ તરફ પણ જુઓ.

કંસ—( જોઇને આશ્ચર્યસહિત ) હા ! આ શું ?

મંદાક્રાંતા.

દીઠું દુઃખે રૂદન કરતું ગામ આબાલ તેથી,
હાથે ધારી ગિરિવરવડે સઘ ગોવર્ધનેથી ;
આનંદોના જલનિધિવિષે મગ્ન સૌને કરેછે,
રક્ષા થાતાં અભય થઇને ગોપ ગોપી ફરેછે.

( ફરીને જોઈને ) એટલુંજ નહિ, પણ—

વસંતતિલકા.

આ ઇંદ્ર તે સભયવિસ્મય અત્ર આવી,
પ્રેમે પડ્યો ચરણમાં શિરને નમાવી ;
પોતે કરેલ અપરાધવડે ડરેછે,
છોડી સ્વગર્વ સઘળો સ્તુતિ ઓચરેછે.

( આગળ જોઇને ) એટલુંજ નહિ પણ સુવર્ણના સિંહાસનઉપર તેજ ગોપાલબાલકને બેસાડીને ઇંદ્ર પોતે કામધેનુના દુધથી અને ઐરાવત હાથીની સુંઢે ઉપાડેલ ગંદાકિનીનાં જલથી અભિષેક કરેછે. હા હંત ! આ શો કાળનો ફેરફાર ! જેમાં દેવો પણ ગોપા-

લબાલકની સેવામાં પરાયણ થાયછે.

નારદ—આ પણ જોવા લાયક છે તે જુઓ.

કંસ—(જોઇને સાશ્ચર્યાનંદ સ્વગત)

મંદાક્રાંતા.

શી આ માયા ક્યમ કરી થયો એક પોતે અનેક,
સૌંદર્યેથી નિરતિશય છે મેઘથી શ્યામ છેક;
લાવણ્યેથી નિજ મુખતણા ચંદ્રકાંતિ હરે તે,
ગોપી વૃંદો સહ નિરૂપમા રાસલીલા કરેછે.

સત્યછેકે—ચક્રવર્તિ રાજાઓ પણ આ પરમાનંદના પારાવાર (સમુદ્ર) ના એક બિંદુનો પણ અનુભવ કરી શકતા નથી. (પ્રકાશ) ભગવન્! આવો નિર્મર્યાદ આ ગોપાલબાલક પ્રચંડ દંડની પાત્રતાનો અનુભવ કરશે.

નારદ—વત્સ! આતો ચિત્ર છે. આ બીજું પણ જો.

કંસ—(જોઇને.) માલિની.

વૃષ અતિ બળવાળો ગર્વથી અંધ પુષ્ટ,
હય પણ વ્રજને છે દુઃખ દેનાર દુષ્ટ;
નિજ જન ભય જોઇ બાલ સામા થયા છે,
યમસદનવિષે તે હાય બન્ને ગયા છે.

(બારીક નજરથી જોઇને) હા હંત! શું વૃષાસુર અને કેશી એ બન્ને પણ આ બાલકથી વિનાશ પામ્યા? સખે કેશિન્! કેશિન્! આ શી તારી વિપરીત દશા? (એમ કહેતાં મૂર્છા ખાઇ પડેછે.)

નારદ—રાજન્! ધીરજ રાખ, ધીરજ રાખ.

કંસ—ભગવન્! આ દુષ્ટ ચિત્રકાર કોણ છે? જેણે આવાં ખોટાં ચિત્રો ચિંતરેલાં છે. તે ચિત્રકાર મારાથી પ્રાણાંતદંડનું પાત્ર છે.

નારદ—રાજન્! આ કાંઇ ખોટાં ચિત્રો નથી. પરંતુ ખરેખરાંજ ચિત્રો છે તેથી ચિત્રકારનો કશો અપરાધ નથી.

કંસ—મહામુને! શું બધાં ચિત્રો ખરેખરાં છે? ત્યારે તે ગોપાલબાલક ક્યાં છે? જેણે મારા સર્વ પુરૂષોને મારેલા છે.

નારદ—(સ્વગત) ગાયો અને બ્રાહ્મણોની હિંસામાં પ્રવૃત્ત થયેલો આ કંસ જેમ તુરત યમરાજાનો અતિથિ થાય તેમ કરવું જોઇએ. (પ્રકાશ) રાજન્! આ કંઇ ગોપાલબાલક નથી પણ દેવકીનો આઠમો પુત્ર છે તેને તારાથી બીતા વસુદેવે પોતાના મિત્ર નંદને ઘેર ગુપ્તરીતે રાખેલ છે, અને તેની કન્યાને આંહી લઇ આવ્યા જે અષ્ટભુજા આકાશ માર્ગે સ્વર્ગમાં ગયાં. તેથી દેવો અસત્ય બોલનારા નથી એમ તારે નક્કી જાણવું.

કંસ—(સ્મરણ લાવીને) હા! કેશીએ પણ પોતાની બુદ્ધિથી આજ તર્ક કરેલ હતો પરંતુ મેં તેનાં વચનો સાંભળ્યાં નહિ, હંત હંત!! કેશિન્! કેશિન્! તારા જેવો મંત્રી મને ક્યાંથી મળશે.? (એમ કહેતાં રૂદન કરેછે.)

નારદ—(સ્વગત) એટલામાટેજ જ્યાં મંત્રી ગયો ત્યાંજ તારે પણ તુરત જવું. (પ્રકાશ) રાજન્! ધીર પુરૂષે થઇ ગયેલી વાતનો શોક ન કરવો જોઇએ.

કંસ—(કોપ કરી ઉઘાડી તરવાર લઇને) ધિક્રે વસુદેવ! તને ધિક્કાર છે. હવે તું નથી. (એમ કહી મારવા દોડેછે.)

નારદ—(ઉભા થઇને) રાજન્! આ કર્તવ્ય નથી. વસુદેવને મારવાથી તેનો પુત્ર આંહી આવશે નહિ. પણ વસુદેવ જીવતા હશે તો પિતૃસ્નેહથી અવસ્ય તે આંહી આવશે. માટે તેને હમણા મારવા ન જોઇએ.

કંસ—મુને ! સાચું કહોછો. દેવકી અને વસુદેવને બેડીગાં નાખી તેના પુત્રોને મારીશ.

નારદ— રાજન્ ! હવે હું જાઉંછું. આ પત્રે તને જે અપેક્ષિત હતું તે સર્વ જણાવ્યું હવે પછી મહારાજની મનોવૃત્તિજ પ્રમાણછે. (એમ કહી નિકળી જાયછે. )

કંસ—ભગવાન્ ! નારદ પણ ગયા. તેણે સર્વ વૃતાંત ખરેખરૂં જણાવી ને મારો બહુ ઉપકાર કરેલો છે.

વસંતતિલકા.

સંબંધીઓ પણ અરે વસુદેવજેવા,<br>
થાયે ઘણા કુટિલ વાઙ્ગન કર્મ એવા ;<br>
અંતે જણાય પણ પાપ અવશ્ય તેનું,<br>
છાના કુરોગસમ છે પરિણામ જેનું.

ભવતુ. ચાણૂરઆદિની સાથે વિચાર કરી વસુદેવના પુત્રોને બોલાવવા અક્રૂરનેજ મોકલીશ ( એમ કહી નિકળી જાયછે. )

## અંક પાંચમો સમાપ્ત થયો.

---

श्रीमेमान्वितशंकरस्य तनयः प्राणादिमः शंकरः ।<br>
झंडूभट्ट इति प्रसिद्धभिषजः शिष्योहिच्छत्रद्विजः ॥<br>
तेन श्रीगुरुशंभुलालसुकवेर्निमातुराज्ञाभृता ।<br>
गोरक्षाभ्युदयाख्यनाटकवरस्याकारि भाषांतरम् ॥

---

# ગોપાલચિંતામણિ નાટક.

## અંક ૬ ઠ્ઠો.



(ત્યાર પછી રામ અને કૃષ્ણ જેની સેવા કરેછે એવા અક્રૂર પ્રવેશ કરેછે.)

અક્રૂર—પુત્રો! ઘણા સમયથી થયેલો મારો મનોરથ પૂર્ણ થયોછે.

શ્રીકૃષ્ણ—આર્ય! અમારાં માતપિતાનું તથા સર્વ યાદવોનું કુશળ છે?

અક્રૂર—કંસ જીવતાં યાદવોની કુશળતાની આશા પણ ક્યાંથી?

બળભદ્ર—આર્ય! શું પોતાના વંશજોની સાથે પણ પાપી કંસ વિદ્રેષ કરેછે?

અક્રૂર—વત્સ! નારદના ઉપદેશથી તે સર્વ યાદવોને દેવોના અવતારો માનેછે, મનુષ્ય ગણતો નથી, અને પોતે પોતાને કાળનેમિનો અવતાર માનીને કાળનેમિને પૂર્વે વિષ્ણુએ હણેલો તે આફેરે પણ દેવકીને ઘેર જન્મેલા વિષ્ણુથીજ હણાશે એવો નિશ્ચય કરી વિષ્ણુનાં મૂળભૂત ગાયો તથા બ્રાહ્મણો અને વિષ્ણુભક્ત યાદવોને અત્યંત પીડા કરેછે.

શ્રીકૃષ્ણ—આર્ય! આપનું અત્ર પધારવું શા ઉદ્દેશથી થયુંછે, તે જાણવા ઇચ્છુંછું.

અક્રૂર—વત્સ! ગઇ કાલે આવેલા નારદે તમારૂં સર્વ ચરિત્ર કંસને જણાવ્યું તેથી કોપેલા કંસે "ધનુર્યાગ જોવાના મિષથી આંહી લાવેલા રામ, કૃષ્ણને કુવલયાપીડ હાથીથી અને ચાણૂર આદિ મલ્લોથી મારીશ", એમ નિશ્ચય કરીને તમને બોલાવવામાટે મને

હુકમ કર્યો છે, દેવકી અને વસુદેવને ફરીને બેડીમાં નાંખ્યાં છે અને પોતાના પિતા ઉગ્રસેનને પણ કારાગારવાસી કરી દીધાછે તથા ગાયો, બ્રાહ્મણો અને યાદવોને પ્રતિક્ષણ પીડેછે. વળી દશ હજાર ગાયોને અધર્મથી ભેળી કરીછે તેઓનું શું કરશે તે મારી બુદ્ધિથી કાંઇ સમજાતું નથી.

**શ્રીકૃષ્ણ**—આર્ય ! મારે અવશ્ય ત્યાં આવવું પડશે.

વસંતતિલકા.

માબાપનું નિગડબંધન દુ:ખકારી,
છે ઉગ્રસેન સહુ યાદવ દુ:ખી ભારી ;
હાહા ! વ્યથા નવ કરે પણ દુ:ખ થાય,
ગાયોનું પીડન સુણી ખળથી કરાય.

માટે આર્ય ! યશોદાનંદને મથુરા જવા માટે પ્રાર્થના કરીએ.

**બલદેવ**—એમજ. તેઓની સંગતિવિના એક પગલું ભરવાને પણ આપણે શક્તિમાન્ નથી.

**અક્રૂર**—તમારૂં કહેવું ખરૂં છે, ચાલો જઇએ. ( એમ કહી નિકળી જાયછે. )

( ત્યારપછી બે ગોપી પ્રવેશ કરેછે. )

**ચંદ્રભાગા**—સખિ વિશાખા ! મેં સાંભળ્યું છેકે-અતિક્રૂર અક્રૂર આપણ સર્વના હૃદયસર્વસ્વ શ્રી નંદનંદનને મથુરા લઇ જનાર છે.

**વિશાખા**—મેં પણ એમ સાંભળ્યુંછે.

**ચંદ્રભાગા**—શું તે બાબતમાં શ્રી વૃષભાનુની પુત્રી આદિ ગોપીઓ પણ કાંઇ પ્રતિકાર નહિ કરે ? તેમ માતા યશોદા કે પિતા નંદ પણ તેને રોકશે નહિ ?

**વિશાખા**—અયિ ચંદ્રભાગે ! શ્રી રાધા આદિ સર્વ ગોપીઓએ મથુરા

ન જવા માટે તેવી તેવી પ્રાર્થના કરી કે જેથી વજ્ર પણ ફાટી પડે અને પર્વત પણ રોવા માંડે. તેમ માતા યશોદા અને પિતા નંદરાયે પણ બહુ બહુપ્રકારે ના પાડી ત્યારે શ્રી નંદકુમારે કહ્યું કે-નિરવધિ વત્સલરસ પીયૂષના પૂરથી પૂર્ણ મનવાળાં હે માતપિતા! અને પરમ પ્રેમપીયૂષથી પૂર્ણ સ્વાંતવાળી અહો ગોપીઓ! હું તમારા સર્વની સંગતિ વગર મથુરા જઇશ નહિજ તેથી નિશ્ચિંત થઇ ઉદ્વેગના વેગને છોડીને આ નવા આવેલ અતિથિપણાથી વિષ્ણુરૂપ તાત અક્રૂરના મનને વિનોદ થવા માટે આજ રાત્રિએ નાટકકળામાં કુશળ અપ્સરાઓએ કરાતું નાટક તમારે સર્વેએ જોવું ત્યારપછી જેવી તમારી સંગતિ હશે એમજ કરીશ.

**ચંદ્રભાગા**—આ વચનોથી શ્રીકૃષ્ણ મથુરા જવાથી પરાઙ્મુખ થયા હોય એમ મને ભાસેછે. પછી પછી?

**વિશાખા**—તેથી હું અત્યારે માતા યશોદાની આજ્ઞાથી સર્વ ગોપીઓને નાટક જોવાનું આમંત્રણ કરવાને જાઉંછું.

**ચંદ્રભાગા**—ભલે જા, હું પણ નંદરાયના પરમ મિત્ર ઉપનંદને ઘેર જઇને આ વૃત્તાંત નિવેદન કરૂં (એમ કહી બન્ને જાયછે.)

---

(ગર્ભાંક.)

(ત્યાર પછી સર્વ ગોપસહિત નંદ, સર્વ ગોપીઓથી વિંટાયેલાં યશોદા અને રામ, તથા શ્રીકૃષ્ણ સહિત અક્રૂર પ્રવેશ કરેછે.)

**શ્રીકૃષ્ણ**—શ્રીદામન્! નાટક જોવાને આવેલ સર્વ ગોપ અને ગોપીઓથી સભામંડપ ભરાઇ ગયોછે. માટે નાટકનો પ્રારંભ કરવાને સૂત્રધારને આજ્ઞા કર.

**શ્રીદામા**—જેવી દેવની આજ્ઞા. (એમ કહીને સૂત્રધારને)

સૂત્રધાર! નાટકનો આરંભ કરો.

**સૂત્રધાર**—જેવી ભગવાનના મિત્રની આજ્ઞા. ( એમ કહી નેપથ્યતરફ જોઇ ) પ્રિયે! આંહી આવ.

**નટી**—( પ્રવેશ કરીને ) આર્યપુત્રની શી આજ્ઞાછે?

**સૂત્રધાર**—પ્રિયે! ભગવાન્ શ્રીકૃષ્ણની આજ્ઞાથી "ગોભક્ત્યુદય" એ નામનું નાટક કરવાનું છે તો આ સમાજમાં આવેલાં મનુષ્યોનાં મનને પ્રસંગાનુકૂલ સંગીતથી રંજિત કર.

**નટી**—જેવી આર્યપુત્રની આજ્ઞા. ( એમ કહી ગાયછે. )

**વસંતતિલકા.**

કલ્યાણ થાય ધનધાન્ય સુપુત્ર રત્ન,
આનંદ દે નિખિલરોગ હણે અયત્ન;
ધર્માર્થ કામ વળી મોક્ષ અહો કરેછે,
ગોભક્તિથી ઉદય શું અવશિષ્ટ રે'છે.

**નેપથ્યમાં**—સાચું સૂત્રધારપ્રિયે! સાચું. ( એમ કહી ) "ગોભક્તિથી ઉદય શું અવશિષ્ટ રે'છે." ( એમ કહેછે )

**સૂત્રધાર**—( આશ્ચર્ય સહિત ) પ્રિયે! કાલયવનના નગરમાં રહેનારી સ્ત્રીઓનો સમૂહ ગોત્રિરાત્રિવ્રતનિમિત્ત પોતે પૂજેલી ગાયને નદીને કાંઠે લઇ જાયછે તેઓનો આ ગીતધ્વનિ સંભળાયછે માટે ચાલ આપણે હવે પછીનાં કર્તવ્યમાટે સજ્જ થઇએ. ( એમ કહી નિકળી જાયછે. )

( ત્યાર પછી ગંધ, અક્ષત, અને પુષ્પોથી પૂજેલી સુવર્ણનાં ઝાંઝર, સોનાનાં શિંગડાં, અને સોનાની સાંકળવાળી ગાયની પાછળ જતો સ્ત્રીઓનો સમૂહ પ્રવેશ કરેછે. )

---

શાર્દૂલવિક્રીડિત.

માતઃ કામદુધે સદા નમન આ ભાવે તને કીજીએ,
માતા તાત સુદૈવ દૈશિક બધું તુંને અમે માનીએ ;
તું સર્વસ્વ અમારૂં પાલન કરે પ્રેમે હમેશાં અહો,
તારી પૂર્ણ દયાળ દૃષ્ટિ સહુને માથે હમેશાં રહો.

ત્રોટક.

અયિ કામદુધે જનની જગમાં, તુજના સમ તુંજ ધરાતળમાં ;
નિજ ભક્તમનોરથ પૂર્ણ થવા, અતિ નિશ્ચલ છે તુજ વત્સલતા.

સ્રીઓ— પદ.

નમન કરૂં કામદુધા માતા, જેના ગુણો દેવ બધા ગાતા—નમન૦
માતા તાત દૈવતછો ધારૂં, આપો ફળ પૂજનથી સારૂં,
પાલન કરો પ્રેમે અમારૂં— નમન કરૂં૦
નથી ક્યાંય વત્સલતા તેવી, ભક્તોમાથે આપ રાખો જેવી,
પામે પુત્ર આપ ચરણ સેવી— નમન કરૂં૦

સર્વગોપ—અહો ! આ સ્રીઓની ભક્તિ ઘણી છે.

સર્વગોપીઓ—ગોમહિમાનું ગીત શ્રવણેંદ્રિયને સંતોષ ઉપજાવે છે.

નંદ—કાલયવનના પુરમાં પણ આવી ગોભક્તિ છે એ પરમ વિસ્મયનું કારણ છે.

અક્રૂર—આર્ય ! ધર્મચર્યામાં એક કંસરાજ્યવિના સર્વત્ર પ્રજાને સ્વતંત્રતા હોયછે.

સ્રીઓ—( ફરીને ગાયછે. )

પદ.

જ્યારે માજી આપ દયા થાયે, નિર્ધન રંક ક્ષણમાં બને રાયે,

મૂર્ખો સારાં કાવ્ય રચી ગાયે— નમન કરૂં૦
દિલીપરાયે આપ સેવા કીધી, આપે તેની ભક્તિ જાણી લીધી,
તુરત તેને ફલસિદ્ધિ દીધી— નમન કરૂં૦
માજી આપ રમ્યવને જાશો, લીલાં ખડ પેટ ભરી ખાશો,
નિર્મલ જલ પીને સુખી થાશો— નમન કરૂં૦
સાંઝે પાછાં અત્ર આવો જ્યારે, દર્શન લઇ રાજી થશું ત્યારે,
પૂજન અમે કરશું ઘણે પ્યારે— નમન કરૂં૦

શિખરિણી.

અયેગાતઃમાતઃ સુરભિ! સુખ દેનાર તમને,
પરપ્રેમે સેવી ક્ષણપણ જનો શું નહિ બને ;
અપુત્રો, સત્પુત્રો ધનરહિત તે ઉત્તમ ધનો,
મહામૂર્ખો, વિદ્યામૃત રસ ભરેલા કવિજનો.

વસંતતિલકા.

માતા જગજ્જનનિ રમ્ય વને પધારી,
સ્વેચ્છાથી પાન કરી નિર્મલ મિષ્ટ વારિ ;
ખાઇ સુનીલમણિ નીલ ઘણાં તૃણોને,
આનંદ દર્શન દઇ કરશો અમોને.

यशोदा अने नंद—અહો ! સાક્ષાત્ કામધેનુજેવી આ ગાય આપણનાં નેત્રને આનંદ કરેછે.

गोप अने गोपीओ—આ સ્ત્રીઓના જેવી ગોભક્તિ કોના મનોરથને પૂરે નહિ !!!

नेपथ्यमां— વસંતતિલકા.

લોકો વિલંબ તજી સત્વર દૂર ભાગો,

ક્રોધાંધ સિંહ નિજપંજર તોડી ભાગ્યો ;
વિકાળ રૂપ ધરી આ તરફેજ આવે,
તેણે કર્યું ગ્રહણ તો નહિ કો બચાવે.

સ્ત્રીઓ—હાય હાય! હવે શું કરવું. અને ક્યાં જવું ? કોણ હવે પ્રચંડ પંચાનનથી આ ગાયની રક્ષા કરશે!! (ત્યારપછી પ્રચંડતર નખવાળો કેસરીસિંહ પ્રવેશ કરેછે.)

नंद अने अक्रूर—(એકદમ ખડ્ગ ઉપાડી સક્રોધ થઇને) ધિક્ રે પાપ! આ ગાયનો રસ્તો છોડી દે, નહિ તો મુવો જાણજે.

श्रीकृष्ण—આર્ય! આ તો નાટક છે.

नंद अने अक्रूर—એ અમે ચુકી ગયા. (એમ કહીને બેસી જાયછે.)

(સ્ત્રીઓ સર્વે જુદા જુદા રસ્તામાં દોડીને નિકળીજાયછે.)

यशोदा—ગોપીઓ! આ ગાય અને તેની ભક્તિવાળી સ્ત્રીઓનું શું થશે એ ચિંતાથી મારૂં હૃદય કંપેછે.

गोपीओ—દેવિ! કશી ચિંતા ન કરો. ગોભક્તિજ તેઓની રક્ષા કરશે.

(ત્યારપછી પાશમાં બાંધેલ ગાય, નર્મદા અને કાળચંડ નામનો વ્યાધ પ્રવેશ કરેછે.)

નર્મદા—(અશ્રુસહિત હાથ જોડીને) ભાઇ કાળચંડ! તારી પ્રાર્થના કરૂંછું. આ સર્વ દેવમયી ગોમાતાને છોડીદે.

કાળચંડ—શું આ તારી માતા છે? તું સ્ત્રી છો, તેની ગાય માતા કેમ હોય?

નર્મદા—કેવળ મારીજ નહી પણ સર્વ જગત્‌ની પણ આ માતા છે.

કાલચંડ—ગાય એ પશુજાતિછે અને તેથી તે આખા જગતની મા-
તા હોય એમ કેમજ સંભવે ?

નર્મદા—અરે કાળચંડ ! સાંભળ.

હિંડી.

વિના ગોરસો ન હવ્ય કવ્ય થાય, હવ્ય કવ્ય વગર યજ્ઞ ટળી જાય ;
યજ્ઞના અભાવથી ન થાય વૃષ્ટિ, વિના વૃષ્ટિ કહે કેમ ટકે સૃષ્ટિ.
તે થકીજ હવ્ય કવ્ય જેથી થાય, માત જગતતણી ગાય તે ગણાય ;
ભક્તમનોરથો નિત્ય પૂરનારી, ધેનુ કામધેનુરૂપ લે વિચારી.
પૂજનાર વંદનાર પાળનાર, અને જરૂર પરમ ક્ષેમ ધારનાર ;
એમ સર્વ ધર્મશાસ્ત્રમાં જણાવ્યું, સુખદ પદ સમગ્ર મુનિજને
ગણાવ્યું.

માટે હું પ્રાર્થના કરૂંછું કે તારા અને તમામ જગતના કલ્યાણને
વાસ્તે આ જગન્માતા ગાયને છોડીદે.

કાળચંડ—તે તારાં સર્વ વચનો તો આર્યપ્રજાને માન્ય છે. અમે તેવાં
વચનોને સાચાં માનતા નથી.

નર્મદા—ભલે તે વચનો તમને માન્ય ન હો પરંતુ જે લાભમાટે તેં આ
ગાય ગ્રહણ કરેલ છે તેનાથી બમણું કે ચોગણું ધન લઇને આ
ગાયને છોડીદે.

કાળચંડ—ચોગણું ધન કોણ આપશે ?

નર્મદા—શંભુશર્મા મારા સસરા અને શિવશર્મા મારા પિતા છે. તેથી
ચોગણું કે તેથી પણ વધારે મારા કહેવાથી તેઓ તને આપશે.

કાળચંડ—સર્વ તારાજેવા વિચારવિકલ ન હોય કે જેઓ નિરર્થક પશુ-
માટે ચોગણું ધન આપે.

નર્મદા—જો તારા ચિત્તમાં વિશ્વાસ ન હોય તો લે આ તારાઓના સ-

મૂલ જેવો સુંદર નિર્મલ હાર, મહામૂલ્ય રત્નનાં બાજુબંધની જોડી અને અનેક રત્નોથી જડિત્ર આ બે ઝાંઝર. પરંતુ આ ત્રિભુવનજનની કામદુધા ગાયને છોડી દે. ( એમ કહી અંગમાંથી સર્વ આભરણો ઉતારી તેની પાસે રાખેછે. )

કાળચંડ—હું કાંઇ ધનનો અભિલાષી રાંક નથી. મારે મહારાજનાં આપેલાં ઘણાં આભૂષણો છે.

કર્કશા—અરે મૂર્ખા આ ગાયથી શું છે, આ રત્નનાં ઘરેણાં લઇને આને છોડી દે.

કાલચંડ—રાંડ, રાંડ! તુંજ મૂર્ખ છો. એ કાંઇ ગાયનું મૂલ્ય નથી.

નર્મદા—દાસવર્ય! જો એ ગોમૂલ્ય ન હોય તો તુંજ જે મૂલ્ય કહે તે આપીશ.

નંદ—વ્યાધની નિષ્ઠુરતાને ધિક્કાર છે.

અક્રૂર—આવા પાપી લોકોથીજ આપણી ભારતભૂમિ દુર્દશાને પામી.

ગોપીઓ—નર્મદાને ધન્ય છે કે જે કાલના જેવા કાળચંડથી પણ બીતી નથી

ગોપ—ધિક્ રે કર્મચાંડાલ કાલચંડ! તું કોણ કે જે પ્રણયથી પ્રાર્થના કરતી બ્રાહ્મણની પુત્રીને પણ ન ગણકારી ગાયને પાશમાંથી છોડતો નથી. આ તું નથી જાણજે. ( એમ કહી લાકડીઓ લઇને ઉભા થઇ જાયછે. )

બલભદ્ર—સુદામ સ્તોક આદિ મારા પ્રિય મિત્રો! ક્રોધ કરવાની જરૂર નથી. આ તો નાટક છે.

ગોપ—એ તો અમે ચુકી ગયા. ( એમ કહીને ફરીને બેશી

જાયછે. )

કાળચંડ—તું ગાયના મૂલ્યમાં બીજું શું આપી શકીશ ?

નર્મદા— મંદાક્રાંતા.

શોભાવાળાં, ઘર અનુપમો કોષપંક્તિ સમગ્ર,
ગ્રામો ક્ષેત્રો, મુજ પતિતણાં ને પિતાનાં સમગ્ર ;
આપું તે હું સકલ તુજને કેમ સંદેહ લાવે ?
છોડી ધેનુ કઠિન તુજના પાશથી જો બચાવે.

એટલુંજ નહિ પણ જીવતાંસુધી એ તારો ઉપકાર હું ભૂલીશ નહિ.

કાળચંડ—મારે તારાં ગામો, ખેતરો, કોષો કે સર્વસ્વથી કશું પ્રયોજન નથી. મારે પણ તે બધું મહારાજના પ્રસાદથી છે. માંસ વેંચનારા અમોને માંસની જરૂર છે

નર્મદા—દાસવર્ય ! જો એમ હોય તો.

રથોદ્ધતા.

ખડ્ગથી પ્રથમ મારીને મને, બાલચંદ્રસરખાજ બાલને ;
માંસ પ્રાપ્ત કરી પાશથી અને, છોડ લોકતણી માત ગાયને.

એવી મારી તને પ્રણામસહિત પ્રાર્થના છે. ( એમ કહેતી વ્યાધના પગમાં પડેછે. )

**ગોપીઓ—( સ્નેહાશ્રુ સહિત ) ધન્ય છો. નર્મદા ધન્ય છો.**

કાળચંડ—શું વૃથા પ્રલાપ કરેછે ? મહારાજ કાલયવનને જાણે છે ?

નર્મદા—જાણું છું. તે આ નગરીના અધિપતિ છે.

કાળચંડ—ત્યારે તેમને માટે મેં આ ગાયને પકડીછે. મહારાજ કાંઈ રાક્ષસ નથી કે તે મનુષ્યનું માંસ પણ ખાય, માટે તું ચાલી જા. નહિ તો તારા દેખતાં મારા નોકરો આ ગાયનો વધ કરશે. કાળ

યવનની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાને કોણ શક્તિમાન છે? માટે ભાગી જા, ભાગી જા.

નર્મદા—( આંખમાં અશ્રુસહિત હાથ જોડીને ) ભાઈ કાળચંડ! પ્રથમ મનેજ તારા નોકરો મારી નાખો, એવી મારી પ્રાર્થના છે.

કાળચંડ—એમ કદિ બનવાનું નથી, માટે જા, પાપિણિ! જા.

નર્મદા—( ફરીને પ્રણામસહિત ) ભાઇ, ભાઇ! ક્ષમા કર; ક્ષમા કર. અલંકારોથી, સર્વસ્વથી, મારા પ્રાણથી અને છેવટ મારા પુત્રના પણ પ્રાણથી જો આ ગાય તારાથી છોડી ન શકાતી હોય તો આ ગાયને છોડવાનો બીજો કોઇ ઉપાયછે કે નથી? જો હોય તો તે જણાવ અને જો બીજો કોઇ ઉપાય નજ હોય તો હું જીવતાં તારા નોકરો આ ગાયને મારવાને શક્તિમાન નથી. તને અને તારા આ બે ત્રણ અનુચરોને મારીને હું પછી મારાં પ્રાણ છોડીશ ત્યાર પછી જે થવાનું હશે તે થાશે એમ નિઃશંક જાણવું. ( એમ કહી કછોટો વાળી તેનીજ ઉઘાડી તલવાર લઇ લેછે. )

કાળચંડ—( સ્વગત ) કોપેલી આ સ્ત્રી કાલિકા જેવી જણાયછે. તે જરૂર બે ત્રણ કે પાંચ માણસોને મારવાને શક્તિવાળી છે. તેણે જીવવાની આશા છોડી દીધી જણાયછે. હવે શું કરવું? ( ક્ષણ્વાર વિચાર કરીને ) નર્મદા! નર્મદા! રાજાની આજ્ઞા પ્રમાણે ચાલનાર મારાઉપર તારે રોષ કરવો ઉચિત નથી. જો ઉપાયનેજ પુછતી હો તો એકજ બીજો આ ગાયને છોડવાનો ઉપાય છે.

નર્મદા—જણાવ, શો ઉપાયછે?

કાળચંડ—હું કહીશ. પણ તું તે સ્વીકારીશ નહિ.

નર્મદા—હું જરૂર તે પ્રમાણે કરીશ. નિઃશંક થઇને કહે.

કાળચંડ—( સ્વગત ) અહો પતિવ્રતાનો કેવો પ્રભાવછે મનથી પણ

આના ઉપર પાપ કરવાને શક્તિમાન્ થવાતું નથી ત્યારે વચનથી કે શરીરથી તો કેમજ શક્તિમાન્ થવાય? (પ્રકાશ) નર્મદે! જો તું મારા ઘરમાં ભોજન કર તો આ ગાયને હું છોડી દઉં.

**નર્મદા**—(સ્વગત) હા! ક્યાં બ્રાહ્મણ કુળમાં જન્મ અને ક્યાં આ નીચમાં નીચ, જન્મથી આજ સુધી અસંખ્ય ગોવધ કરનારના ઘરમાં ભોજન? અસ્તુ. આ લોકમાતા કામધેનુ મારૂં કલ્યાણ કરશે. (પ્રકાશ) ભાઈ કાળચંડ! જો એમજ તારો આગ્રહછે તો આ ગાયના પાશને કાપી નાખ અને તે નિર્ભય થઇને ખડ ખાઓ અને પાણી પીયો. હું તારે ઘેર જમવાને તૈયાર છું.

**કાળચંડ**—(હર્ષસહિત ગાયના પાશ કાપીને તેને ખડ અને પાણી આપેછે.)

**કર્કશા**—રે મૂર્ખાધિરાજ! તને ધિક્કાર છે. મહામૂલ્ય મણિનાં ઘરેણાં છોડીને ઘરક્ષેત્ર અને ગામોને છોડીને અને તેના પતિનું સર્વસ્વ છોડી આ શું માગ્યું? તેથી તને શો લાભ? (એમ કહેતી હાથપગના પ્રહારથી તેને મારેછે.)

**ગોપ**—આ નર્મદાની કોઈ અદ્ભુત ગોભક્તિ છે.

**ગોપીઓ**—નર્મદાએ આ બીજાથી ન થઇ શકે તેવું કબુલ કર્યું.

**નંદ અને અક્રૂર**—કાલયવનનાં રાજ્યમાં અધિકારી જનોના અંધાપાને ધિક્કારછે કે—જેથી આવી રીતે નિરપરાધી પ્રજા પીડા પામેછે.

**કાળચંડ**—મૂર્ખાધિરાજની દીકરી તુંજ છો. મૂર્ખ! હું મૂર્ખ નથી. આ બ્રાહ્મણી પોતાનો ધર્મ છોડી આપણે ઘેર ભોજન કરશે તેજ પરાર્ધ સોનામહોરના લાભથી પણ અધિક લાભ છે તે તું નથી જાણતી તેથી આમ બકબકાટ કરેછે.

નર્મદા—કાળચંડ ! હું આમ એકાંતમાં છાનામાના તારૂં અન્ન નહિ ખાઉં. તારા નોકરદ્વારા કાલયવનને નિવેદન કર જેથી તે મહારાજ સહકુટુંબ, મારા સાસુસસરાને અને મારા માતપિતાને તેમજ મારા પ્રાણનાથ, અને બીજા પણ પ્રખ્યાત પંડિતોને સાથે લઈને આંહી આવે. તેઓ સર્વ જોતા હોય તેમ હું તારા ઘરનું રાંધેલ ખાઇશ.

કાળચંડ( સહર્ષ ) અહો ! એ તો અમને બહુ પ્રિય છે. ( એમ કહી ચિઠ્ઠી લખીને મહારાજને આપવાસારૂ દૂતના હાથમાં આપેછે. )

દૂત—( સ્વગત ) હવે હું આ મહાકાળીના હાથમાં રહેલી વિકરાળ તરવારરૂપ વ્યાઘ્રના મુખમાંથી છુટયો. ( પ્રકાશ ) જેવી તમારી આજ્ઞા. ( એમ કહી નિકળી જાયછે. )

अक्रूर—અહો ! નર્મદાનું ધર્મશાસ્ત્રમાં પણ પ્રવીણપણું છે.

नंद—એમજ. છાના રાખેલાં પુણ્ય પાપ હમેશાં વૃદ્ધિને પામેછે અને તેને પ્રસિદ્ધ કરવાથી તે ક્ષય પામેછે, એમ ધારીનેજ તેણે બહુજનસમક્ષ તારૂં અન્ન ખાઇશ એમ કહેલ છે.

गोपीओ—યશોદે ! આ કેવળ કમલસરખી કોમલાંગી, કોમલ-સામોક્તિજ બોલવામાં કુશલ નથી પણ નિગ્રહમાં પણ પ્રવીણ હોય એમ જણાયછે.

यशोदा—તેમાં શો સંદેહ ? આણે જ્યારે ક્રોધથી મહાકાલીજેવી વિકરાલતાને અંગીકાર કરી હાથમાં કરાલ કરવાલ ગ્રહણ કર્યો ત્યારે દુષ્ટ કાળચંડની આંખો પણ ફાટી રહી.

राधा—તેનું ધૈર્ય, શૌર્ય અને ધર્મધુરંધરપણું જોઇ પરમેશ્વર

તેનો અભ્યુદય કરો.

નેપથ્યમાં—મહારાજ કાલયવનનો જય થઓ, જય થાઓ.

સર્વ—( સંભ્રમસહિત જુએછે. )

( ત્યારપછી સકુટુંબ શંભુશર્મા અને શિવશર્મા તથા દયાશંકર અને બીજા શિષ્ટ પુરૂષો અને મંત્રિઓસહિત કાલયવન પ્રવેશ કરેછે. )

કાલયવન—( સિંહાસનઉપર બેસીને ) હે શંભુશર્મા! શિવશર્મા! દયાશંકર! મંત્રિઓ અને શિષ્ટ પુરૂષો આંહી તમો સૌ બેસો.

સર્વ પુરવાસિઓ—જેવી મહારાજની આજ્ઞા. ( એમ કહી બેસેછે. )

કાળચંડ—મહારાજ! મહારાજ! આ મારો પરમ ભાગ્યોદય છે જેથી મહારાજ પોતાના ચરણકમલથી મારા ઘરનું આંગણું શોભાવેછે.

કાલયવન—કાળચંડ! જે મારા કારભારીઓએ, સામંતોએ, મંત્રિઓએ સેનાપતિઓએ અને કોશાધિપતિએ તથા પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશાઓના અધિકારીઓએ આજસુધી નથી કર્યું તે તેં આ વખતે કરેલું છે કે એક બ્રાહ્મણીને પોતાના ધર્મથી છોડાવી. તેથી તું મને પ્રિયથી પણ વધારે પ્રિય છો.

કાળચંડ—તે આપનો અનુગ્રહ છે.

કાલયવન—પુત્રિ નર્મદે! તારે કહેવાનું હોય તે કહે

નર્મદા—( ઉભી થઇને ) અહો માન્ય મહારાજા! અહો પૂજ્ય માતપિતા! અહો સેવ્ય સાસુસસરા! પ્રાણ સર્વસ્વ પ્રાણનાથ અને સર્વ પુરવાસીઓ! મંદભાગ્યવાળી હું મારૂં વૃત્તાંત કહુંછું તે સાંભળો. આજે ગોત્રિરાત્રવ્રતની સમાપ્તિનિમિત્તે તે વ્રતની કરનારીઓ અમે સર્વ આ ગાયને વનમાં મોકલવા માટે સીમાડાસુધી

તેની પાછલ ચાલતી હતી, રાજ ચોવટામાં અમે આવ્યાં ત્યાં અકસ્માત્ રાજાનો સિંહ પાંજરામાંથી છુટીને ત્યાં આવ્યો. સિંહનો શબ્દ સાંભળીને મારી સર્વે બેહેનો આ ગાયને છોડીને જુદીજુદી શેરીઓમાં દોડી ગઇ. આ ગાય પણ ત્રાસથી તરલ નેત્રવાળી થઇ અને મારા હાથમાં રહેલી સાંકળ વછોડાવીને ભાગી ગઇ. ત્યારપછી હું સર્વસ્વ હરાઇ જવાના ભયથી અને કંપથી તેનાં પગલાંની પાછળ ચાલી જ્યાં આંહી આવુંછું ત્યાં પાશમાં બાંધેલી આ ગાયને મારવાને ઉગામેલા આયુધવાળા આ કાળચંડને તેના નોકરોસહિત મેં દીઠો, તેને જોઇનેજ મારા મનમાં જે ભય, જે દુઃખ અને જે ઉદાસીનતા તથા જે વિષાદ થયો તે કહેવાને હું શક્તિમાન્ નથી. પછી કોઇ પણ રીતે ધીરજ ધારીને પાપિષ્ઠ કાળનો પ્રતીકાર કરવાનેમાટે આ કાળચંડની મેં પ્રાર્થના કરતાં તે ઘરેણાંઓ આપવાથી, ઘર, ગામ અને ખેતરો આપવાથી, મારા સસરાનું સર્વસ્વ આપવાથી, મારા પિતાનું સર્વસ્વ આપવાથી, મારાં પ્રાણ આપવાથી, અને આ મારા બાલકનાં પ્રાણ પ્રદાનથી પણ ગોવધ કરતાં અટક્યો નહિ તેથી આ પ્રચંડ તરવારને હાથમાં લઇ " રે કાળચંડ ! આ ગાયને છોડવાનો કોઇપણ ઉપાય છે ? જો હોયતો કહીદે. નહિતો તને અને તારાં આ માણસોને તારીજ તરવારથી મારવાને તૈયાર છું. મારાં પ્રાણ ગયાપછી જે થવાનું હોય તે થાઓ." એમ મારા કહેવાથી તેણે કહ્યુંકે–"જો તું મારા ઘરમાં ભોજન કર તો આ ગાયને છોડી દઉં, નહિતો કોઇ પણ પ્રકારે છોડનાર નથી." તેથી આ કામધેનુની રક્ષામાટે તેનું અન્ન ખાવાને હું તૈયાર થઇછું તે આપ સર્વના જાણવામાં આવો.

સૈવ—( નેત્રમાંથી આંસુ પાડતાં ) ધન્ય છે, પુત્રી નર્મદા! તને ધન્ય છે.

કાલયવન—પુત્રિ! બ્રાહ્મણનો ધર્મ છોડી આતું અન્ન ખાતી તને મારી ખરી પુત્રીની પેઠે પાળીશ, લડાવીશ અને પોષણ કરીશ.

નર્મદા—મારો આ પ્રયાસ તેટલામાટે નથી.

નંદ—કાલયવનને ધિક્કાર છે જે નર્મદાની આવી ગોભક્તિ જોઇને પ્રસન્ન થઇ "તારૂં અન્ન ખાધા વગર પણ આ ગાયને છોડી દે" એવી કોમલ, મીઠી, અને રસવાળી આજ્ઞા કાળચંડને કરતો નથી.

અક્રૂર—જો એમ કહેતો તેનું કાલયવનપણું શું?

રાધા—( સ્વગત ) નર્મદાને ધન્ય છે જે ગાયના પ્રાણની રક્ષામાટે અકૃત્યને પણ કૃત્યની પેઠે કરવાને હર્ષથી પ્રવૃત્ત થઇછે.

કાલયવન—કાળચંડ! ઉતાવળ કર અને જે ભક્ષ્ય ભોજ્ય હોય તે લઇ આવ.

નર્મદા—હે સાસુ સસરા અને માત પિતા! મેં તમારી પૂજા નથી કરી, ભક્તિ નથી કરી, પણ ઉલટું બાલપણાંથી વારંવાર તમારી આજ્ઞાનું ઉલંઘનજ કરેલ છે તેની ક્ષમા કરશો એ મારી છેલ્લી પ્રણામસહિત પ્રાર્થના છે.

શંભુશર્મા અને શિવશર્મા—( અશ્રુસહિત ) પુત્રિ! શોક ન કર. તેં આ ગાયની પ્રાણરક્ષા કરવાથી કુલીન કામિનીને કરવાનું બધું કરેલું છે.

નર્મદા—( માતા અને સાસુને ) હે માતાજી! આ બાળક હવે તમને ભળેછે. માટે તેનું પાલન પોષણ અને લાલન તમારે કરવું.

માતા અને સાસુ—પુત્રિ! ચિંતા ન કર. આ બાલક અમારો બહિશ્ચર પ્રાણ છે. વળી આ તારી અપ્રતિમ ભક્તિ તેનું સર્વદા કુશલ કરશે.

નર્મદા—પ્રાણનાથ! કામદુધાના પ્રાણરક્ષણમાટે અકૃત્યને પણ કૃત્યની પેઠે આચરતી હું આપના ચરણકમલની પરિચર્યામાં અયોગ્યપણાંને પામીશ, તોપણ આપનાં ચરણકમલને મારૂં મન સ્વપ્નમાં પણ ભૂલશે નહિ અને જન્માંતરે પણ આપનીજ સહધર્મચારિણી (પત્ની) થઇશ.

દયાશંકર—પ્રિયતમે! તમેતો શ્રી ગોમાતાના પ્રાણનું રક્ષણ કરતાં બન્ને કુળનો ઉદ્ધાર કરેલછે અને કુલીન કાંતાને કરવાનાં સર્વ કૃત્ય કરેલાં છે માટે ઉદાસીનતાને છોડી દ્યો. આ કામદુધાજ તમારા મનોરથો પૂર્ણ કરશે.

(ત્યારપછી વસ્ત્રથી ઢાંકેલ પાત્ર લઇને નોકર પ્રવેશ કરેછે.)

નોકર—મહારાજ! આ ભોજન.

કાલયવન—આ ટેબલઉપર રાખ.

નોકર—જેવી મહારાજની આજ્ઞા. (એમ કહી ટેબલઉપર ભોજનપાત્ર રાખેછે.)

કાળચંડ—નર્મદા! આંહી આવીને આ ખા.

નર્મદા—(સ્વગત) હા! હવે શું કરવું? અથવા આ કામદુધાજ મારો ધર્મ રાખશે.

(પ્રકાશ) વૈતાલિય.

કરીજો મન વાક્ય કર્મથી, તુજ સેવા અવિ ધેનુ ધર્મથી;
કર તો કરૂણા કરી તથા, ન બને જીવિત જન્મ આ વૃથા.

(એમ કહી ગાયને પ્રણામ કરીને, પુરવાસિઓને) અહો પુર-

વાસિઓ! ગાયના પ્રાણરક્ષણમાટે સર્વસ્વનો ત્યાગ, પ્રાણનો ત્યાગ, પુત્ર, મિત્ર, કલત્રનો ત્યાગ અને ધર્મનો ત્યાગ, પણ ગણ્યો નહિ એમ વિચારી હું આપ સર્વની સમક્ષ સ્વધર્મ છોડી આ અન્ન આવાને ઇચ્છુંછું.

પુરવાસિઓ—પુત્રિ નર્મદા! તું સ્વધર્મ છોડતી નથી પણ તેનું રક્ષણ કરેછે તેથી અમો ખુશી થઇયે છીએ.

નર્મદા— અનુષ્ટુપ્.

અભક્ષ્ય પણ છે ભક્ષ્ય, બચે જો ગાય આ અહીં;
અભક્ષ્ય છે બધાં ભક્ષ્ય, જેથી ગાય બચે નહીં.

(એમ કહી દાગડપરનું વસ્ત્ર ઉપાડી લેછે.)

શાર્દૂલવિક્રીડિત.

(દ્રાક્ષા, દાડિમ, આમ્ર, જંબુ, કદળી, કેળાં ફળોથી ભર્યું,
લોકોની વચમાં બધા નિરખતાં તે ઠામ શોભી રહ્યું;
પાત્રો દૂધભરેલ સર્વ નિરખી હર્ષાશ્રુથી નર્મદા,
જાણે કામદુધા પ્રસન્ન થઇને ટાળી બધી આપદા.)

કાળચંડ-(જોઇને સક્રોધ) અરે મૂઢ, મૂઢ! આ શું લાવ્યોછો?

નોકર—જે તમે આજ્ઞા કરી હતી તેજ લાવ્યોછું. માંસોદનથી ભરેલ પાત્ર અને મદ્યથી ભરેલ પાનપાત્રો.

કાળચંડ—અંધ! જો જો ક્યાં છે માંસોદન અને સુરાપાત્રો.

નોકર-(જોઇને) અહો આશ્ચર્ય છે. કર્કશાએજ મને તે આપેલું અને આ શું થઇ ગયું?

કાળચંડ—(ક્રોધથી) રે ધુતારા! ખોટું બોલ નહિં, તેં નર્મદાતરફ પક્ષપાત કરેલ છે, તેં તું જીવતો નહિ રહે. (એમ કહી પાડ્ડ નાંખેછે)

**કાલયવન**—કાળચંડ! થઇ ગયેલી વાત પૂર્ણ કર. બીજું પાત્ર લઇ આવ.

**કાળચંડ**—કર્કશા! તુંજ રસોડામાંથી માંસોદન અને મદિરાપૂર્ણ પાનપાત્રો લઇ આવ.

**કર્કશા**—જેવી પતિની આજ્ઞા. ( એમ કહી ભોજનપાત્ર લઇ આવી નર્મદાપાસે મુકેછે. )

**નર્મદા**—"કરિજો મન વાણી કર્મથી" ( એમ ફરીને બોલીને પાત્ર ઉપરનું વસ્ત્ર લઇ લેછે ત્યાં પાત્ર ફલોથી ભરેલું અને પાનપાત્રો ( પ્યાલાઓ ) દુધથી ભરેલાં થઇ જાયછે. )

**કાળચંડ**—( કોપ કરીને ) રે પાપિણી! કર્કશા! તું ખરેખરી કર્કશાજ છે, જે નર્મદાના પક્ષપાતથી તારા પતિનું વચન પણ નથી કરતી. તેથી આજે જીવવાની નથી. ( એમ કહી લાકડીથી પ્રહાર કરેછે. )

**કર્કશા**—અરે પાપી! નિરપરાધી મને શામાટે મારેછે? તું પણ આજ જીવતો નહિ રહે. ( એમ કહી સામું મારવા માંડેછે. )

**કાલયવન**—કાળચંડ! તું કોઇનો વિશ્વાસ ન રાખ. તુંજ રસોડામાં જઇ માંસોદન અને મદ્યનાં પાત્રો લઇ આવ અને ઉઘાડુંજ તે પાત્ર નર્મદાને આપ.

**કાળચંડ**—જેવી દેવની આજ્ઞા. ( એમ કહી માંસોદન અને સુરાપાત્રો લઇ આવી સર્વને દેખાડેછે. )

**કાલયવન**—( કાળચંડના હાથમાંથી લઇને ) પુત્રિ નર્મદા! લે આ ગ્રહણ કર.

**નર્મદા**—પ્રજાના પિતા મહારાજની જેવી આજ્ઞા ( એમ કહી ) "કરિજો મનવાણીકર્મથી" ( એમ પ્રકાશમાં બોલીને પાત્ર લેવા જાયછે )

કાલયવન—(આશ્ચર્યસહિત) અહો! આ શું આશ્ચર્ય! જેમ જેમ નર્મદા મારી પાસે આવેછે તેમ તેમ—

વૈતાલિય.

સઘળાં ફૂળ માંસ થાયછે, મદિરા તે પણ દૂધ થાયછે;
અપરાધ ન નોકરે કહો, અપરાધી નથી કર્કશા અહો.

આ તો કાંઇ નર્મદાનોજ પ્રભાવ છે. (એમ કહી નર્મદાને પ્રણામ કરેછે)

કાળચંડ—નર્મદા! ગાયને હું છોડીશ નહિ. કારણકે તું "ભોજન કરીશ" એવી પ્રતિજ્ઞા લઇ ઇંદ્રજાલ કરેછે. જેથી માંસ પણ ફલરૂપ થઇ જાયછે અને મદ્ય પણ દૂધરૂપ થાયછે. તેથી તારા દેખતાંજ ગાયને હણુંછું. (એમ કહી ખડ્ગ ગ્રહણ કરેછે.)

નર્મદા—(કાળચંડનો હાથ પકડીને) અરે મૂઢ! હૃદય વિનાના! દેખતાં છતાં આંધળો કેમ થઇ ગયોછે? આ ઇંદ્રજાલ નથી. આતો આ કામધેનુનોજ પ્રભાવ છે. જે મારો ધર્મ સાચવવા મારી પ્રાર્થનાથી માંસને ફલ કરેછે અને મદ્યને દૂધ બનાવેછે. તે મારી પ્રાર્થનાથી સિંહનું રૂપ લઇને તમ સર્વને ખાઇ જવાને પણ શક્તિવાન્ છે પરંતુ સર્વભૂતદયાથી આર્દ્ર હૃદયવાળી હું તેમ કરવા ઇચ્છતી નથી. એવા પ્રભાવવાળી કામદુઘાઓનું પણ પાલન પોષણ અને લાલન થવાને બદલે તારા હાથથી હનન થાયછે તે તારા જેવો બીજો કોણ પાપી, કોણ ક્રૂર, અને કોણ કૃતઘ્ન છે? તારી બુદ્ધિ, જન્મ અને જીવિતને ધિક્કાર છે. રે મૂઢ! ચિત્તમાં જરા વિચાર કર, વિચાર કર, જે આ ગાય જેને તું મારી નાખે છે તોપણ તને તે વૃત્તિ આપીને નભાવેછે. તે શું તને તું તેઓનું પાલન, પોષણ અને લાલન કરે તો વૃત્તિને ન આપે? જો હજુ પણ

તને મારા વચનઉપર વિશ્વાસ ન હોય તો આ પ્રત્યક્ષ તેં નજરે જોયેલા ગોમાતાના પ્રભાવમાં પણ કેમ મૂઢપણું ધારણ કરેછે ? મહાદુર્લભ આ મનુષ્યજન્મ પામીને તેં શું સુકૃત્ય કરેલ છે ? હાય હાય ! તારૂં જન્મ અને જીવવું નિરર્થક છે. માટે હવે પછી પણ તારૂં પોતાનું હિત કેમ થાય તેનો વિચાર કર, વિચાર કર.

કાળચંડ – ( સ્વગત ) આ નર્મદા સત્ય કહેછે. મેં મારૂં જન્મ અને જીવિત પાપી કર્મથી નિષ્ફલ કરેલ છે માટે તેવાં અકૃત્ય કરવાથી હવે બહુ થયું. ( પ્રકાશ ) માતા નર્મદા નર્મદા !

વસંતતિલકા.

તું છો ગુરૂ પરમ દૈવત તુંજ મારૂં.
માતા અને વળી પિતા પણ તુંજ ધારૂં ;
સર્વસ્વ છો વિનયથી પ્રણમું સદાય,
જન્માંધતા તુજતણાં વચનોથી જાય.
પાશો બધા મુજતણા અહિં નાશ થાઓ,
ને સર્વ આયુધતણી પણ રાખ થાઓ ;
હું શિષ્ય છું તુજતણો કરવું હવેથી,
ગાયોનું સેવન સદા શુભ થાય એથી.

નર્મદા—જો એમ છે તો તારી કલ્યાણની પરંપરા થવાની જાણ.

કાલયવન—( સિંહાસનથી ઉભો થઇને )

વસંતતિલકા.

હે નર્મદે ! સતિ શિરોમણિરૂપ તું છું,
આ ગાયને વળી તને વિનયે નમું છું ;
કોઇ હવે ન કરશે કરૂણાવિનાની,
ગાયોપરે નજર આ મુજ દંડ માની.

(એમ કહી નર્મદાના પગમાં પડેછે.)

**નર્મદા**—મહારાજાધિરાજ! હવે આપની પરમ અભ્યુદયની વૃદ્ધિ થશે.

**नंद अने अक्रूर**—પુત્રી નર્મદાની ગોભક્તિકલ્પલતા ફલિત થઇ.

**गोपीओ**—દેવિ નર્મદા! બહુ સારૂં થયું.

**गोप**—શું તેવી ગોભક્તિ કોઇ દિવસ નિષ્ફલ જાય?

**નર્મદા**—(સાસુ સસરા અને માતા પિતાને પ્રણામ કરેછે.)

**સાસુ સસરા અને મા બાપ**—(આંખમાં અશ્રુસહિત) પુત્રિ! નિઃસીમતર સૌભાગ્યપરંપરાનો અનુભવ કરજે.

**કાલયવન**—પુત્રિ નર્મદા! આ ગાયને લઇને વિવિધ વાદ્યો અને ગીતોથી રસ્તે ચાલતાં તારાં ભુવનને શોભાવ. અમે પણ સહુ તારા ઘરનાં આંગણાસુધી આવશું.

**નર્મદા**—મહારાજ! આપની પુત્રીરૂપ મને અતિ ઉપચાર કરવાથી બહુ થયું. જો તેવી આપની મારા ઉપર પ્રીતિ હોય તો.

વસંતતિલકા.

ગ્રામે પુરે નગરમાં વળી દેશમાંય,
વાણી ક્રિયા વચનથી ન પીડાય ગાય;
જો આપ છો મુજતણું હિત ઇચ્છનાર,
સાદો પડાવી સહુના મનમાં ઉતાર.

**કાલયવન**—પુત્રિ! જેવી તારી ઇચ્છા છે તેવી રીતે ઢોલ પીટાવી સાદ પડાવીશ. વળી આવું તારૂં પરમ પવિત્ર ચરિત્ર જોઇ સંતોષ પામીને પુત્રબુદ્ધિથી તને સો ગામ ઇનામમાં આપુંછું. (પ્રધાન તરફ જોઇને) અહો પ્રધાનો અને સર્વ મનુષ્યો! તમો સર્વ ગીતવાદિત્રના અવાજોસાથે ગાયસહિત પુત્રી નર્મદાને તેને ઘેર પ-

હોંચાડો.

**પ્રધાનો અને પુરવાસિઓ**—જેવી મહારાજની આજ્ઞા.

**કાળચંડ**—અયે નર્મદા! તારા સદુપદેશનું અનૃણીપણું તો સુવર્ણથી ભરેલ સમુદ્રપર્યંત પૃથ્વી આપવાથી પણ થઇ શકે તેવું નથી. તોપણ મારા મનના સંતોષમાટે તું આનો સ્વીકાર કરીશ એમ આશા રાખુંછું ( એમ કહીને રત્નાવલી પગમાં મૂકેછે. )

**નર્મદા**—ભદ્રમુખ! આ, મને પ્રીતિ કરનારી નથી તેથી આ અને મારા અલંકારો પણ હું તારા પુત્રને આપુંછું. મારી પ્રીતિ કરનાર શું છે તે તું જાણેછે તેથી તેવું કાંઇ આપીશ તો હું બે હાથે તેનું ગ્રહણ કરીશ.

**કાળચંડ**—(ક્ષણવાર વિચારી) માતા નર્મદા! આજથી હું આ નીચમાં પણ નીચ ધંધાને છોડી દઉંછું. તેથી મારા વંશજો પણ સર્વ ગાયોની સેવા કરશે એવી મારી પ્રતિજ્ઞા છે.

**નર્મદા**—(હર્ષાશ્રુ સહિત ) ભદ્રમુખ! તેં મને લાખો રત્નાવલી આપી એમ હું માનુંછું.

( નેપથ્યમાં ગીતવાદિત્રના શબ્દો સંભળાતાં સર્વે આનંદ સહિત ઉભાં થાયછે. )

**નર્મદા**—સર્વનું પરમ કલ્યાણ થાઓ. ( એમ કહી નિકળી જાયછે. )

**કાલયવન**—દેવી નર્મદા ગયાં. હવે હું પણ તેમના કેહેવા પ્રમાણે સાદ પડાવું. ( એમ કહી નિકળી જાયછે. )

**શ્રીકૃષ્ણ**—( સિંહાસનથી ઉભા થઇને) હે મારા પિતા! ગોપ અને ગોપીઓ! બ્રાહ્મણની પુત્રી નર્મદાએ પણ એક ગાયની રક્ષા માટે શું કર્યું તે તમો સર્વેએ જોયું. હમણાં પાપી કંસે અન્યાયથી ભેળી કરેલી અને મારવા માટે

બાંધેલી દશ હજાર ગાયોની રક્ષા કરવામાટે મારે ત્યાં જવું કે નહિ તે હવે તમોજ કહો.

यशोदा अने नंद— અનુષ્ટુપ્.

વત્સ ! ગોરક્ષવા માટે, વત્સે સત્વર ત્યાં જવું;
ગોરક્ષા તુજની રક્ષા, કરશે એમ જાણવું.

गोपीओ—હે શ્રીકૃષ્ણ ! આ મોહોટો અનુગ્રહ છે.

શાર્દૂલવિક્રીડિત.

હે શ્રીકૃષ્ણ તમે સદૈવ અમને છો પ્રાણથી વલ્લભ,
થાશે દુઃસહ વિપ્રયોગ મળવું થાવું હવે દુર્લભ;
તોયે વિનતિએ સુસત્વર તમે ગાયોની રક્ષા કરો,
ગોરક્ષા કરશે તમારી સઘળે રક્ષા સુખે સંચરો.

श्रीकृष्ण—ગોભક્તિની દીક્ષા ધારણ કરતી તમો સર્વેનું એમજ બોલવું શોભેછે.

गोप— શાર્દૂલવિક્રીડિત.

હે સન્મિત્ર શિરોમણે વળી જગદ્ગોપાલચિંતામણિ,
ચેતશ્ચંદન નંદનંદન કરો રક્ષાજ ગાયોતણી;
તારીસાથ અમો બધા પણ અરે વૃદ્ધો બધા આવશે,
શું આંહી રહીને ઉદાસ સઘળા તારા વિયોગે થશે?
એટલુંજ નહિ પણ ગોરક્ષણરૂપ પોતાનો સ્વધર્મ પાળવામાટે તેઓ તથા અમો સર્વ તમારી સાથે આવવાને ઇચ્છીએ છીએ.

श्रीकृष्ण—( સંતોષસાથે ) તે, મને બહુ પ્રિય છે. હે શ્રીદામા ! સવાર પડવા આવ્યુંછે તેથી પૂજ્યપિતાશ્રી

આદિ વૃદ્ધોને ગાડામાં બેસાડો તમે આગળથી મથુરા જાઓ ત્યાં અમે પણ રથમાં બેસી ત્યાં આવીએ છીએ.

श्रीयशोदा अने नंद—અહો અપ્સરાઓ! ચમત્કારવાળાં તમોએ ભજવેલ આ નાટકથી અમારાં મન પરમ પરિતોષને પામેલ છે. ( એમ કહીને તેઓને ઇનામો આપેછે. )

अप्सराओ—( પ્રણામ સહિત તેને લઇને નીકળી જાયછે. )

गोपीओ—અયિ પ્રાણસર્વસ્વ! ફરીને થોડા સમયમાં દર્શન આપવાનો અનુગ્રહ કરશો એવી અમારી પ્રાર્થના છે ( એમ કહી નિકળી જાયછે )

श्रीदामा—અયે મુખ્યમીઓ! ગાડાંઓ તૈયાર છે માટે સત્વર બેસી જાઓ, બેસી જાઓ.

नंद आदि सर्व गोपवृद्धो—સન્મિત્ર અક્રૂર અને પુત્ર બલભદ્ર તથા શ્રી કૃષ્ણચંદ્ર! અમે જઇએ છીએ. ( એમ કહી નિકળી જાયછે. )

श्रीकृष्ण अने बलभद्र—માતાજી આ અમારો આપને પ્રયાણસમયનો પ્રણામ છે. ( એમ કહી યશોદાને પ્રણામ કરેછે. )

यशोदा—પુત્રો! તમારો માર્ગ કલ્યાણકારી થજો.

बन्ने भाइओ—પૂજ્ય માતાજીનો આ આશીર્વાદ એજ અમારો રક્ષામણિ છે ( એમ કહી નીકળી જાયછે. )

अक्रूर—માતા યશોદા! પુત્રની પેઠે રાખેલા આ અક્રૂરનો પ્રયાણપ્રણામ છે.

यशोदा—વત્સ! તમે રસ્તામાં કુશળ રહો. આ બન્ને પુત્રોનું કુશળ તમારે આધારે છે, ( એમ કહેતાં આંખમાંથી અશ્રુ પાડેછે. )

अक्रूर—માતાજી! જગતની રક્ષામાટે દીક્ષા લીધેલા આ બન્નેની આપે કશી ચિંતા ચિત્તમાં કરવા નહિ. ( એમ કહી નિકળી જાયછે. )

यशोदा—રોહિણિ! રથમાં બેસીને અક્રૂરસાથે બન્ને પુત્રો ગયા. હવે તે રથ, રથની ધ્વજા કે રથની ધૂળ પણ દેખાતી નથી. તેથી તેઓનું મંગલ થવા સર્વ મંગલોના અધીશ્વર શ્રીશંકરને તેમનાં મંદિરમાં જઇ પ્રાર્થના કરીએ.

रोहिणी—પ્રિયસખી! ઠીક કહોછો. ચાલો આપણે શ્રીમહેશ્વરના મંદિરમાં જઇએ. ( એમ કહી નીકળી જાયછે. )

છઠ્ઠો અંક સમાપ્ત.

---

श्रीप्रेमान्वितशंकरस्य तनयः प्राणादिमः शंकरः ।
झंडूभट्ट इति प्रसिद्धभिषजः शिष्योहिछत्रद्विजः ॥
तेन श्रीगुरुशंभुलालसुकवेर्निर्मातुराज्ञाभृता ।
गोरक्षाभ्युदयाख्यनाटकवरस्याकारि भाषांतरम् ॥

---

# ગોપાલચિંતામણિ નાટક.

## અંક ૭ મો.

(ત્યાર પછી ઉદ્વેગવાળો કંસ અને ચાણૂર પ્રવેશ કરેછે.)

ચાણૂર—મહારાજ! આપની શી આજ્ઞા છે?

કંસ—સખે! મેં સાંભળ્યું છે કે મથુરામાં આવેલા વસુદેવના પુત્રે અપરાધ વિના એક રાજના ધોબીને મારી નાખ્યો.

ચાણૂર—મેં પણ એમ સાંભળ્યું છે પછી?

કંસ—પછી ધનુર્યાગના સ્થલમાં આવીને ત્રણતાલના જેટલું ઉંચું ધનુષ પણ રમતમાં ભાંગી બે કટકા કર્યા.

ચાણૂર—(ખેદ સહિત) એ તેણે બહુ બાલચાપલ્ય કર્યું. પછી પછી?

કંસ—પછી તેના રક્ષકોને અને મેં મોકલેલા બીજા હજારો યોદ્ધાઓને પણ એક મુહૂર્ત્ત માત્રમાં માત્ર તે ધનુષના કટકા રુપ હથીયારથી બલભદ્ર અને કૃષ્ણચંદ્રે મારી નાખ્યા એ વાત સાંભળી મને નિદ્રા આવતી નથી.

ચાણૂર—આ તેઓનું નિઃશૃંખલ બાલચાપલ્ય તેઓનેજ નિઃસીમ પશ્ચાત્તાપના પાત્ર પણાનો અનુભવ કરાવશે. પછી પછી?

કંસ—તેથી કાલે સવારમાં હજાર હાથીના બળવાળા કુવલયાપીડ નાગના હાથીપાસે તેને મરાવીશ. પણ કદાચિત્ તેથી છુટી જાયતો તમો જેના બરોબરીઆ કોઇ નથી તેઓએ મલ્લયુદ્ધમાં તેને મારવા એવો મારો હુકમ છે.

ચાણૂર—(સ્વગત) હાય! આપણો પણ કાળ આવ્યો. (પ્રકાશ) મહા-

રાજ ! આ વિષયમા કશી ચિંતા ન રાખ!! તઆને ગાર્યાજ છે એમ જાણો. ( એમ કહી નિકળી જાયછે. )

કંસ—ચાણૂર ગયો તેથી હું પણ સુવામાટે શયનાગૃહમાં જાઉં. ( એમ કહી નીકળી જાયછે. )

( ત્યાર પછી નંદ તથા બલભદ્ર અને શ્રીકૃષ્ણ પ્રવેશ કરેછે. )

નંદ—પુત્રો ! આજે તમારે મહારાજ કંસની પાસે આવવું નહિ.

**બલભદ્ર અને શ્રીકૃષ્ણ**—શા માટે ન આવવું ?

નંદ—મેં સાંભળ્યું છે કે-તમોને મારવા માટે કુવલયાપીડ નામના મદોન્મત હાથીને સજ્જ કરેલ છે, અને વજ્ર જેવા અપ્રતિમ મલ્લો પણ તમને મારવા સારૂ તૈયાર થઇ રહેલ છે.

**બલભદ્ર અને શ્રીકૃષ્ણ**—આર્ય! ત્યારે પ્રથમ આપ સર્વ જજો, અને અમો પછી આવશું.

નંદ—પછી પણ ન આવવું એવી મારી પ્રાર્થના છે.

**બલભદ્ર અને શ્રીકૃષ્ણ**—પિતાજી ! અમારા ત્યાં આવ્યા વિના દશ હજાર ગાયો દુઃખમુક્ત કેમ થશે તે આપે વિચારવું જોઇએ.

વળી. વસંતતિલકા.

ગોભક્તિ જો જનમથી મનમાં ધરી છે,
તો શું મદાંધ કરશે અમને કરી તે ;
મલ્લો વળી પ્રબળ બાહુ બળેથી લક્ષો,
રક્ષામણિ સમજવો શુભ ધેનુ રક્ષા.

નંદ—પુત્રો ! જો કે બાલપણથી પ્રાણથી પણ વધારે પાળેલી ગોરક્ષા એ તમારા રક્ષામણિરૂપ જામેજ છે તોપણ મારૂં મન ધારજથી સ્થિર રહી શકતું નથી ( એમ કહી અશ્રુપાત કરેછે. )

શ્રીકૃષ્ણ—પિતાજી પિતાજી ! આશું ? ધીરજ અને બુદ્ધિના ભંડારરૂપ

આપ પણ જ્યારે ધીરજ છોડી દેશો ત્યારે પછી અમે બાલકો કેમ ધરી શકીશું ? માટે આપે તો ધીરજ રાખીને અમ સર્વ બાલકોને ધીરજ આપવી જોઇએ. હવે મારો મત સાંભળો.

અનુષ્ટુપ્.

માતા, પિતા અને ભાયો, જે, મને પ્રિય પ્રાણથી;
પ્રાણને ધેનુ રક્ષાર્થે, છોડવામાં દયા નથી.

નંદ—પુત્ર ! તને ધન્ય છે, તને ધન્ય છે.

બલભદ્ર— અહો ! પિતાશ્રી !

ગીતિ.

ગોરક્ષાભ્યુદયાર્થે, જૂનાં ખડસમ જીવિતને ગાનું ;
અન્યતણી શી વાર્ત્તા, જે છે સુખરૂપ જીવનારાનું.

નંદ—વત્સ ! શ્રીકૃષ્ણના મોટા ભાઇને એમજ બોલવું યોગ્ય છે. તોપણ.

શિખરિણી.

તમો બે પુત્રો ક્યાં, કમલ સરખા કોમલ અરે,
અને ક્યાં તે હાથી, પ્રબલ મદથી મત્તજ ખરે ;
હવે શું ત્યાં થાશે, ક્યમ હૃદય આ ધીરજ ધરે,
કહું કોની પાસે, સુતભય મને મૂર્ચ્છિત કરે.

( એમ કહેતાં મૂર્ચ્છા પામી પડી જાયછે. )

શ્રીકૃષ્ણ તથા બલભદ્ર - પિતાજી ! ધીરજ ધરો ધીરજ ધરો. ( એમ કહેતાં વસ્ત્રથી પવન નાખેછે. )

નંદ—( ક્ષણ વારમાં સંજ્ઞા પામીને ) પુત્રો !

અનુષ્ટુપ્.

ધન, ધાન્ય અને રાજ્ય, યશોદાને અને મને,
ગાયોને બદલે મારો, એ છે અરજ કંસને.

( એમ કહેતાં ફરીને મૂર્ચ્છા પામેછે. )

**શ્રીકૃષ્ણ**—આર્ય ! અતિભૂમિગતઃ વત્સલં ભાવ પિતાશ્રીને પીડેછે. હવે અત્યારે શું કરવું ?

**બલભદ્ર**—કૃષ્ણ ! કૃષ્ણ ! ચિંતા ન કરો. તાત અક્રૂરનેજ તેડી લાવો તેઓ પિતાશ્રીને ધીરજ આપશે.

**શ્રીકૃષ્ણ**— શ્રીદામન્ ! જા આર્ય અક્રૂરને તેડી લાવ.

**શ્રીદામા**—જેવી પ્રિયમિત્રની આજ્ઞા. ( એમ કહીને તુરત જાયછે. )

**નંદ**—(સંજ્ઞા પામીને) હા ! પ્રિયમિત્ર અક્રૂર ! અમને આંહી લઇ આવીને આ શું કર્યું ? ( એમ પ્રલાપ કરેછે. )

( ત્યાર પછી શ્રીદામાની સાથે અક્રૂર પ્રવેશ કરેછે. )

**અક્રૂર**—( સંભ્રમસહિત ) કેમ આ ધીરજનો સાગર પણ સુકાણો ?

**શ્રીકૃષ્ણ**— આર્ય ! એ પુત્રવાત્સલ્યનોજ પ્રભાવ છે.

**અક્રૂર**—આર્ય ! ધીરજ ધરો.

**નંદ**—(નેત્ર ઉઘાડીને) અહો ! મારો પ્રિયમિત્ર અક્રૂર આંહી આવેલ છે ? " ધન ધન્ય અને રાજ્ય " ( એમ ફરીને બોલેછે. )

**અક્રૂર**—આર્ય ! ચિત્તને સ્થિર કરીને મારાં વચન સાંભળો.

**નંદ**—હા હવે હું સ્થિર થયોછું માટે કહો.

**અક્રૂર**—તમો દંપતીના એકજ પુત્ર શ્રીકૃષ્ણને તથા વસુદેવ રોહિણીના એક પુત્ર બલભદ્રને રથથી આંહી લઇ આવતાં મારા મનમાં પણ તમારી પેઠેજ ચિંતા થઇ, તેમાં પણ પ્રયાણ વખતે શ્રીયશોદા, રોહિણી અને વ્રજ સ્ત્રીઓની તે તે દશા જોઇને, ભલે રોષથી આવિષ્ટ થઇ કંસ મને સ્ત્રી, પુત્ર, મિત્ર અને પરિવાર સાથે મારી નાખે પરંતુ આ, કમલની પાંખડી જેવા કોમલ અંગવાળા, અંધ ( દંપતી ) ના નેત્રરૂપ અને નિર્ધન (દંપતી)ના ધનરૂપ, બન્ને બા-

લકોને નૃશંસ કંસની પાસે ન લઇ જવા એમ વિચાર થયો, પણ વળી જો આને નહિ લઇ જાઉં તો આગળ ગયેલા નંદ, આદિની શી દશા થશે અને દશ હજાર ગાયોની આ શ્રી ગોપાલચિંતામણિરૂપ કૃષ્ણ વિના કોણ રક્ષા કરશે ? એ વિચારમાં ચિત્ત જવાથી ધીરે ધીરે ક્રમે કરી મધ્યાહ્ને શ્રી યમુનાને કાંઠે આવ્યો.

નંદ—ચિંતામાં નિમગ્ન થયેલાની મંદ ગતિ થાય એ ઘટેછે. પછી ?

અક્રૂર—પછી જે થવાનું હોય તે થાઓ પણ આંહી મધ્યાહ્ન સંધ્યા કરી શ્રી રામકૃષ્ણને પાછા ગોકુલમાં મુકી આવવા અને નંદ આદિ ગોપોએ ગૌશાળાના દરવાજા પાસે ઉભા રહીને પોતાના પ્રાણથી ગાયોના પ્રાણ બચાવવા એ નિશ્ચય કર્યો.

નંદ—અક્રૂર ! અક્રૂર ! તમને ધન્યછે. બહુ સારો વિચાર કર્યો. પછી પછી ?

અક્રૂર—પછી " પુત્રો ! તમે આ રથમાંજ બેસી રહો. હું મધ્યાહ્ન સંધ્યા કરીને તુરત આવીશ. " મેં એમ કહેલા તે બે પુત્રોએ " આર્ય ! આપની આજ્ઞાથી અમે રથમાંજ બેસી રહીશું. રથની નીચે નહિ ઉતરીએ, તેથી નિશ્ચિંત પણે સંધ્યા કરજો " એમ મને કહ્યું.

નંદ—તેઓએ તે યોગ્ય કર્યું. પછી ?

અક્રૂર—પછી શ્રીયમુનામાં મેં ડુબકી મારી ત્યાં તે બન્ને ભાઈયોને વસ્ત્રાલંકાર સહિત પાણીની અંદર મેં દીઠા.

નંદ—એ તેઓની બાલબુદ્ધિ કહેવાય. પછી ?

અક્રૂર—પછી " અહો બાલપણની ચપલતા બહુ બલવતી છે " એમ વિચારી ઝટ પાણીમાંથી બાહાર નિકળી રથની ચિંતાથી રથના ઉપર મેં જ્યાં નજર નાખી ત્યાં જેમ પ્રથમ મેં રથમાં બેસાડ્યા

હતા તેવીજ રીતે તે બે ભાઇયો રથમાંજ બેઠા હતા.

નંદ—(સ્વગત) એ આશ્ચર્યની વાત. (પ્રકાશ) પછી ?

અક્રૂર—પછી " મારી ભ્રાંતિજ આમાં ઠપકાનું પાત્ર છે. આ વિનય- સંપન્નશિરોમણિ બન્ને ભાઇયો કેમ અવિનય લેશને પણ આચરે?" એમ મનમાં નિશ્ચય કરી ફરીને અઘમર્ષણ કરવામાટે મેં શ્રી- યમુનામાં ડુબકી મારી ત્યાં તેજ પાણીમાં ભગવાન્ શેષશાયીનાં પરિવારસહિત મને દર્શન થયાં.

નંદ—મિત્રમણે! રામકૃષ્ણનું દેખવું તો રામકૃષ્ણાકાર વૃત્તિ હોવાથી તમને ઘટેછે. પરંતુ ભગવાન્ શેષશાયીનું અતર્કિતજ તમને દ- ર્શન થવું એ આશ્ચર્યછે. પછી પછી ?

અક્રૂર—પછી રોમાંચિત થયેલ અને હર્ષાશ્રુવર્ષયુક્ત નેત્રયુગલવાળા મેં પ્રણયસહિત અંજલિ બાંધી મારી બુદ્ધિપ્રમાણે સ્તુતિ કરી. તેને સાંભળી પ્રસન્ન થયા હોય એમ જણાતા તે ભગવાન્ પરિ- વાર સહિત અંતર્હિત થયા અને હું પણ મધ્યાહ્ન કૃત્યને પોચી રામકૃષ્ણ બેઠા હતા ત્યાં રથપાસે ગયો.

નંદ—અહો! પ્રિયમિત્રનું ભાગ્યશાળીપણું. પછી ?

અક્રૂર—પછી રથમાં બેઠેલા અને આ વાત જાણતા હોય તેવા તે બન્ને ભાઇયોએ મને પુછ્યું કે—આર્ય! આટલી થોડી વારમાં આપે આ- કાશમાં, પૃથ્વીમાં કે પાણીમાં કાંઇ અદ્ભુત દીઠું હોય એવું અમને ભાસેછે તેના ઉત્તરમાં મેં કહ્યું કે સર્વ અદ્ભૂતના સાગરરૂપ ત- મો બન્નેને દેખતાં મેં શું અદ્ભુત નથી દીઠું ? આમ કહીને મન જેવા વેગવાળા રથથી તેઓને લઇને હું મથુરામાંજ આવ્યો.

નંદ—તેથી તમારો શો નિશ્ચય છે ?

અક્રૂર—મારો નિશ્ચય સાંભળો.

અનુષ્ટુપ્.

નારાયણ ગણું કૃષ્ણ, રામને શેષ જાણવા;
સ્વેચ્છાથી જન્મ લીધોછે, ગોપીડાને મટાડવા.

તેથી સો હાથીઓ, હજાર મલ્લો, અને દશ હજાર કંસોથી પણ આ તમારા બન્ને બાલકને ભય નથી એમ નિશ્ચય કરી વયોવૃદ્ધ ગોપગણથી વિંટાયેલા તમે મારી સાથેજ રાજ દરબારમાં આવો અને આ બે તમારા પુત્ર રામકૃષ્ણ પોતાના સમાન વયવાળા ગોપસાથે પાછળથી આવે એવો મારો મત છે.

નંદ—અહો પ્રિયમિત્ર! આ આપનું કહેવું યથાર્થ છે. મેં પણ તેનો કોઇ દિવ્ય પ્રભાવ, પશ્ચિમ દિશાના પતિ વરૂણના ઘરથી પાછા આવતાં વયોવૃદ્ધ સર્વ ગોપસાથે શ્રીગોલોકને નજરે જોતાં, અનુભવેલ હતો પણ તે અત્યારે વિસ્મરણ થયું હતું. હવે ચાલો આપણે નિશ્ચિંત ચિત્ત થઇને ત્યાં જઇએ. ( એમ કહી નંદ અક્રૂર અને વૃદ્ધ ગોપસાથે નિકળી જાયછે. )

બલભદ્ર—ભાઇ! પિતાજી તો આર્ય અક્રૂર અને વૃદ્ધ ગોપસાથે ગયા. હવે આપણે શું કરવાનું છે?

શ્રીકૃષ્ણ—આર્ય! શ્રી ગોપેશ્વરનાં દર્શન પૂજન વિના મારા મનને શાંતિ નથી, માટે ક્યાંય પણ શ્રીપાર્વતીપ્રાણવલ્લભની પૂજા કર્યા પછી કર્ત્તવ્ય કરશું.

બલભદ્ર—વત્સ! મેં એમ સાંભળ્યુંછે કે આટલામાં નજીકજ " શ્રી યાદવકુલેશ્વર " નામના શંકરનું મંદિર છે.

શ્રીકૃષ્ણ—જો એમ હોય તો ત્યાં જઇને પરમ કૃપાળુ પરમેશ્વરનું પૂજન કરી પછી રાજા પાસે જઇશું.

બલભદ્ર—વત્સ! મને પણ તે વાત બહુ પ્રિય છે, માટે ચાલો ત્યાં જ-

છીએ. ( એમ કહી સમાન વયના ગોપ સાથે બલભદ્ર અને શ્રીકૃષ્ણ નિકળી જાયછે. )

( ત્યાર પછી કેદખાનામાં રહેલાં વસુદેવ અને દેવકી તથા પાછ-લથી સક્રોધ કંસ પ્રવેશ કરેછે. )

**વસુદેવ**—દેવકિ ! બલભદ્ર અને કૃષ્ણ નંદાદિ ગોપ સાથે અત્રે આવ્યા અને તેણે ધનુષ્ ભાંગ્યું એમ મેં સ્વપ્નમાં જોયું.

**દેવકી**—નાથ !

### શિખરિણી.

અહો ક્યાં તે પુત્રો કમળસરખા કોમલ બહુ,
મહા મોટું એવું ધનુષ પણ ક્યાં વજ્રસરખું;
શિરીષોનાં પુષ્પે સુ કઠિન શિલાખંડન અહો,
કદી ક્યારે થાયે પ્રિયતમ! મને આપજ કહો.

તેથી સ્વપ્નથી આપનું અંતઃકરણ છેતરાયું જણાયછે.

**વસુદેવ**—અસ્તુ. શ્રી ગોરક્ષાજ આપણનું કલ્યાણ કરશે.

**નેપથ્યમાં**—અરેરે મંદમતિ ! હજી સુધી તારી ગોરક્ષામાં શ્રદ્ધા શિથિલ નથી થઇ ? વિચાર વિચાર કે ગોરક્ષાએ તારૂં શું કલ્યાણ કર્યુંછે?

**વસુદેવ**—આ કંસના જેવો અવાજ સંભલાયછે.

**દેવકી**—( સભય ) હા ! હવે પછી શું થશે ! !

**વસુદેવ**—ચિંતા ન કર. ભગવતી કામદુધાજ આપણનું શરણ છે.

**કંસ**—( પ્રવેશ કરીને ) વસુદેવ ! વસુદેવ ! મહાપરાધની પરંપરાને કરનાર પણ તારાઉપર નિકટ સંબંધને લીધે મારૂં હૃદય સ્નિગ્ધ થાયછે. તેથી આ છેલ્લું મારૂં વચન સાંભળ.

**વસુદેવ**—( ઉભા થઇને ) અહો મહારાજ ! આંહી આંહી બિરાજો. ( એમ કહીને આસન આપેછે. )

**કંસ**—( આસનઉપર બેસીને ) વસુદેવ ! તારા છ પુત્રો અને એક પુત્રી નાશ પામ્યાં, યાવજ્જીવિત જ્ઞાતિસંબંધી અને બાંધવોનાં વિયોગનાં દુઃખથી દુઃસહ એવો બેડીખાનામાં નિવાસ અનુભવ્યો, શરીરે વળિયાં પડી ગયાં, માથામાં ધોળાં આવી ગયાં, મોઢામાંથી દાંતો પડી ગયા, તોપણ તારો દુરાગ્રહ છોડતો નથી ? આ તારી કેવી મૂર્ખતા છે ?

**વસુદેવ**—મહારાજ ! તમારાં પાંડિત્યના કરતાં મારી એ મૂર્ખતા પણ કલ્યાણ કરનારી છે.

**કંસ**—અકલ્યાણ કરનારી છે એમ કહે. નંદને ઘેર રાખેલા તારા બે પુત્ર રામ અને કૃષ્ણ આંહી ગઇ કાલ આવેલા છે, જેણે મારા ઇષ્ટદેવ શંકરનું ધનુષ ભાંગ્યું અને તે ધનુષની રક્ષા કરનાર અનેક માણસોને મારી નાખ્યા. એવા મહાપરાધને પણ ન ગણકારી હું તને પ્રાર્થના કરૂંછું કે–તારી ગાય મને આપ જેથી સર્વ દુઃખથી મુક્ત થઇને સુખપરંપરાનો અનુભવ કર.

**વસુદેવ**—હું અને દેવકી જ્યાં સુધી જીવીએ છીએ ત્યાં સુધી એ વાત બનવાની નથી. ગોરક્ષા કરતાં આવેલી દુઃખપરંપરા પણ મારે સુખપરંપરારૂપજ છે.

**કંસ**—( સરોષ ) અરે કોણ છે ? મુસળ લઇ આવો, જેવડે આ બન્ને દુષ્ટનાં મસ્તકને ભેદીને પછી ગાયને લઇ લઇશ.

**દુર્મુખ**—( પ્રવેશ કરીને ) દેવ ! આ મુસળને ગ્રહણ કરો. ( એમ કહી મુસળ ( સાંબેલું ) આપે છે. )

**કંસ**—( તુરત ગ્રહણ કરીને સોનાના વલયથી શોભતું અને લોહીથી ભીનું જોઇને ) દુર્મુખ ! દુર્મુખ ! ક્યાંથી આ લાવ્યો ?

**દુર્મુખ**—દેવ ! 'તુરત મુસળ લઇ આવ' એમ આપે આજ્ઞા કરવાથી

મેં રંગમંડપમાંથી લીધું છે. અને બીજું પણ તેવુંજ એક મુસળ ત્યાં પડેલ છે.

**કંસ**—(સ્વગત) હા! દશહજાર હાથીનાં જોરવાળો કુવલયાપીડ કૃષ્ણે મારી નાખ્યો. હવે ચાણૂર અને મુષ્ટિક એ બેજ વસુદેવના પુત્રો-ને મારવા બાકી રહ્યા.

**દુર્મુખ**—મહારાજ! વિચાર ન કરો. બન્ને પણ હવે પછી આના એકજ પ્રહારથી જીવતા રહેશે નહિ.

**કંસ**—(સ્વગત) આ વળી બીજું અપશકુન થાય છે. (પ્રકાશ) મૂર્ખ! કોણ બન્ને હવે પછી જીવતા નહિ રહે.

**દુર્મુખ**—હું તો એમ કહું છું કે—આ મુસળના એકજ પ્રહારથી વસુદેવ અને દેવકી એ બન્ને જીવતાં રહેશે નહિ માટે મારો. વિલંબ કરોમાં.

**કંસ**—દુર્મુખ! અત્યારે નહિ મારૂં. ચાણૂર અને મુષ્ટિકની વજ્ર સરખી મુઠીઓની પ્રહારપરંપરાથી મરેલા પોતાના પુત્રોને જોઇનેજ તેઓ જીવશે નહિ તેથી મુસળ મારવાની શું જરૂર? માટે આને લઇને મલ્લમંડપમાં આવ. (એમ કહી નિકળી જાયછે.)

**દુર્મુખ**—આર્ય! રાજાની આજ્ઞાનુસાર આપ બન્નેએ તુરત મલ્લમંડપ-માં આવવું જોઇએ.

**દેવકી**—હાય! હવે પછી શું થશે એમ મારૂં હૃદય કંપેછે.

**વસુદેવ**—પ્રિયે! તું જાણેછે કે—

**અનુષ્ટુપ્.**

ગો વિપ્ર ગુરૂ પુજાનો, કર્ત્તા કોઇ કદી નર;
દુર્ગતિને નથી પામ્યો, માટે તું ધૈર્યને ધર.

**દેવકી**—એ વાત જાણુંછું તોપણ સ્ત્રીસ્વભાવસુલભ ભયને લીધે ચુકીગઇ.

દુર્મુખ—પરસ્પર વાતો કરવાથી વિલંબ કેમ કરો છો ? મહારાજ કંસ કાલક્ષેપને સહન નહિ કરે.

વસુદેવ—( સ્વગત )

અનુષ્ટુપ્.

જો મને ગાયની રક્ષા, વા'લી છે પ્રાણથી વધુ ;
કરો કુશલ કલ્યાણ, ગૌરીશ, રામ કૃષ્ણનું.

(પ્રકાશ) દુર્મુખ! ચાલ જઇએ. ( એમ કહી દેવકીવસુદેવ દુર્મુખ-સાથે નિકળી જાયછે. )

( ત્યાર પછી ઉદ્વિગ્નકંસ પ્રવેશ કરેછે. )

કંસ—(સ્વગત) હા ! ચાણૂર, મુષ્ટિક, અરિષ્ટ, શલ અને તોશલને તે રામકૃષ્ણે મૃત્યુ પમાડયા, હવે શું કરવું ? (ક્ષણવાર વિચાર કરી) ગાયો અને બ્રાહ્મણો એ વિષ્ણુનાં મૂળ છે તેને ઉખેડી નાખવાથી વિષ્ણુનું ઉન્મૂલન થવું સહેલ છે એમ અમાત્યશિરોમણિ કેશીનો મત હતો માટે પ્રથમ વિષ્ણુનાં મૂલનેજ ઉખેડી નાખવાં. (પ્રકાશ) અરે કોણ મારૂં માણસ છે ! ( એમ બોલાવેછે )

કૃષ્ણ—( પ્રવેશ કરીને ) આ હું આપનો હાજર છું.

કંસ—( જોયા વિનાજ ) પ્રથમ રામ કૃષ્ણને મારી નાખ, ત્યાર પછી વસુદેવ દેવકીને અને ત્યાર બાદ નંદાદિક ગોપોને પણ વધસ્થાનમાં લઇ જા.

કૃષ્ણ—( સ્વગત ) અહો ! મારા મામાની પાપમાં કેવી પ્રિયતા છે ? ( પ્રકાશ ) અહો ! મૂળને કેમ ભૂલીને ( એમ અર્ધ બોલતાં )

કંસ—સાબાશ, વત્સ ! સાબાશ. મારાથી વિષ્ણુનું મૂળ ભૂલાયું તે તેં ઠીક સંભારી દીધું. પ્રથમ ગાયો અને બ્રાહ્મણોને મારવા. તેથી નાશ પામેલ વૃક્ષની પેઠે પોતાની મેળેજ નિર્મૂળ થયેલ વિષ્ણુ

નાશ પામશે.

શ્રીકૃષ્ણ—(સ્વગત) અહો! આનું રોષના આવેશથી વિવશપણું ઘણું છે. જેથી પાસે ઉભેલા પણ મને આ ઓળખતો નથી અને મારૂં કહેવું પૂરૂં સાંભળતો નથી (પ્રકાશ) અરે હું કહુંછું કે અખિલ કલ્યાણનાં મૂળરૂપ અહિંસાને ભુલીને હિંસાનેજ કલ્યાણકારી કેમ સમજેછે?

કંસ—(પાછળ જોયા વગર) તું અહિંસાનો ખરે પક્ષપાતી પારકો છતાં મારા માણસના જેવું બોલેછે.

શ્રીકૃષ્ણ—હું પારકો નથી. તમારો છું અને તમારૂં કલ્યાણ ઇચ્છનાર છું.

કંસ—તુરત બોલ કે મારા માણસોમાં તું કોણ છે? જે ખોટી પંડિતાઇથી મને ઉપદેશ આપવા ઇચ્છેછે.

કૃષ્ણ—જો એમ ગરજી છે તો સાંભળો.

કંસ—સાંભળું છું.

શ્રીકૃષ્ણ— અનુષ્ટુપ્.

ચાણૂર, મુષ્ટિકારિષ્ટ, શલતોશલ અંતકૃત્;
હાથીને મારનારો હું, શ્રીકૃષ્ણ ગોકુલપ્રિય.

જે તમારા ભાણેજાઓમાં આઠમો છું.

કંસ—(ભયના આવેગસહિત સ્વગત) આંહી સાતમા મંચઉપર શ્રીકૃષ્ણ ક્યાંથી આવ્યો? (પ્રકાશ) આવ કૃષ્ણ! આવ, મને બથ ભરીને મળ.

શ્રીકૃષ્ણ—પરમપ્રેમથી આલિંગન કરીશ.

કંસ—ક્યારે?

શ્રીકૃષ્ણ—જ્યારે તમારી ગાયો અને બ્રાહ્મણો ઉપર પૂર્ણ ભક્તિ થશે ત્યારે.

કંસ—ત્યારે તો " બીજા જન્મમાં " એમજ કહે.

શ્રીકૃષ્ણ—( સ્વગત ) અહો દુરાગ્રહમાં આનું ગ્રસ્તપણું કેવું છે ? ( પ્રકાશ ) મામા ! મામા ! ગાયો અને બ્રાહ્મણોના ભક્તિજ તમારૂં કલ્યાણ કરનારી છે તેઓની સાથે વિરોધ એ કલ્યાણકારી નથી.

કંસ—હું જાણું છું કે તું વિષ્ણુરૂપ છો, તે પોતાના મૂળને દૃઢ કરવા પ્રયત્ન કરેછે.

શ્રીકૃષ્ણ—મામા ! ગાયો અને બ્રાહ્મણોની ભક્તિ એ કેવળ મારૂંજ મૂળ છે એમ નથી પરંતુ સમસ્ત બ્રહ્માંડનું પણ એજ મૂળ છે માટે તમારે પણ એ તમારૂં પોતાનું મૂળ છે એમ જાણી ગાયો અને બ્રાહ્મણોઉપર ભક્તિ રાખવી. અથવા ગાયોઉપર ભક્તિની વાત તો એક બાજુ રહી પરંતુ અન્યાયથી હરી લીધેલ દશ હજાર ગાયોને શા માટે પીડાછો ? હું વધારે શું કહું,–

અનુષ્ટુપ્.

મારાં, પિતાનાં, માતાનાં, નંદાદિ સર્વ ગોપનાં ;
પ્રાણ, પૈસાવડે યાચું, પ્રાણોને સર્વ ગાયનાં.

કંસ—એમ કદી બનશે નહિ, પેહેલાં ગાયોનાં પ્રાણ, પછી તમો બન્ને ભાઇઓનાં પ્રાણ અને ત્યારપછી દેવકીવસુદેવ તથા નંદાદિકનાં પ્રાણોને હરીશ.

શ્રીકૃષ્ણ—( સ્વગત ) આ કંસ સામ, દામ અને ભેદથી સાધ્ય નથી, માટે અહીં નિગ્રહ યુક્ત છે ( પ્રકાશ ) મામા ! મામા ! ફરીને પ્રાર્થના કરૂંછું કે–

જો હોય જીવવું તારે, ઇચ્છા જો " રાજ્ય ભોગવું " ;
છોડી દે ગાયને તો તું, નહિ તો મૃત્યુ પામવું.

**કંસ**—કૃષ્ણ ! કૃષ્ણ ! હું કાંઇ બકી ( પૂતના ) કે બક નથી, હું તો કંસ છું. મારી પણ પ્રાર્થનાને સાંભળ.

જો હોય જીવવું તારે, ઇચ્છા જો " સુખ ભોગવું ";
પૂજેલી દેવકીએ તે, ગાય સત્વર આપ તું.

**શ્રીકૃષ્ણ**—( સક્રોધ ) અમે જીવતાં યાદવકુલનાં કલંકમાટે એ ગાયને આપશું નહિ.

**કંસ**—અમે પણ જીવતાં સુધી ગાયોને છોડશું નહિ.

**શ્રીકૃષ્ણ**—ત્યારે હવે યુદ્ધ એજ આપણું શરણ છે.

**કંસ**—યુદ્ધમાટે મારો કરાલ કરવાલ ( ખડ્ગ ) સજ્જ છે.

**શ્રીકૃષ્ણ**—મારી પણ તમ સરખા પામરપરમાણુને મર્દન કરવામાં ચતુર ચપેટાં તૈયારજ છે.

**કંસ**—ત્યારે યુદ્ધને યોગ્ય ભૂમિમાં જઇએ.

**શ્રીકૃષ્ણ**—ભલે તમારી છેલ્લી ઇચ્છાને રોકવી નહિ. ચાલો મંચથી નીચે ઉતરીએ. ( એમ કહી શ્રીકૃષ્ણ અને કંસ નીકળી જાયછે. )

( ત્યારપછી કંસની સ્ત્રીઓ અસ્તિ અને પ્રાપ્તિ તથા બીજી બાજુથી વસુદેવ, દેવકી અને દુર્મુખ પ્રવેશ કરેછે. )

**અસ્તિ**—હા ! પ્રાણનાથ ! ક્યાં ગયા ! આ તમારી પ્રિયતમાને પ્રતિઉત્તર પણ કેમ નથી આપતા ?

**પ્રાપ્તિ**—હા ! જીવિત વલ્લભ ! જ્યાં આપને જવાની ઇચ્છા હોય ત્યાં અમને સાથે આવવા આજ્ઞા આપો.

**દેવકી**—નાથ ! સ્ત્રીઓનો વિલાપ સંભળાયછે, તેથી મારૂં હૃદય કંપેછે.

**વસુદેવ**—એમજ, તેમાં પણ રાજદ્વારમાં સ્ત્રીઓનો વિલાપ એ કાંઇ. અમંગલને જણાવેછે તોપણ ધીરજ રાખીને ક્ષણવાર તેને સાંભળી નિશ્ચય કરીએ.

દેવકી—જેવી આર્યપુત્રની આજ્ઞા.

અસ્તિ—હા ! યદુકુળરૂપ સુધાસમુદ્રના ચંદ્ર ! હા ગોબ્રાહ્મણને પાળનાર ગોપાળચિંતામણિ ! હા યશોદાનંદનંદન ! હા દેવકીપુત્ર ! વસુદેવ હૃદય સર્વસ્વ શ્રીકૃષ્ણ ! ( એમ કહેતાં )

દેવકી—હાય હણાણી છું. વત્સ શ્રીકૃષ્ણનુંજ કાંઇ અહિત સંભળાયછે.

મંદાક્રાંતા.

હા હા વત્સ, દ્વિજ સુર અને ગાયની પ્રાણની હે,
રક્ષા કર્ત્તા વિફલ મુજનું જીવવું તું વિના છે;

( એમ કહેતાં મૂર્ચ્છા ખાઇ પડી જાયછે )

વસુદેવ—અંધારૂં છે, સકલ જગમાં કૃષ્ણ સૂર્યાસ્ત થાતાં,
હા હા ! મારાં કયમ હજુ નથી દેહથી પ્રાણ જાતાં.

( એમ કહેતાં મૂર્ચ્છા ખાઇ પડી જાયછે. )

દુર્મુખ—( સખેદ ) આર્ય ધીરજ ધરો ધીરજ ધરો. ( એમ કહી વસ્ત્રથી પવન નાખેછે )

દેવકી—( સંજ્ઞા પામીને ) ભદ્રમુખ ! શા માટે અમોને તેં સંજ્ઞા (ભાન) પાછી આપી ? મહાદુ:ખરૂપ આ સંજ્ઞાથી તો અમોને બેભાની વધારે સુખકારી હતી.

અસ્તિ—ભાણેજા ! ભાણેજા ! પોતના મામાને પણ આમ નિર્દયપણે મારતાં તારા હૃદયમાં દયા ન ઉપજી ? હા પ્રાણનાથ ! ભોજકુલભૂષણ ! મદોન્મત્ત દશહજાર હાથીના બળવાળા તમારી, નિર્બલ બાલક ભાણેજથી આવી દશા થઇ ! ( એમ કહેતાં મૂર્ચ્છા ખાઇ પડેછે. )

પ્રાપ્તિ— વૈતાલિય.

હૃદય પ્રિય કંસ ભૂપને, પરલોકે ક્ષણમાં તમો જતે ;

વિધવા મથુરા અને અમે, જગ આખું પણ શૂન્ય આ સમે.

( એમ બોલતાં મૂર્છા ખાઇ પડી જાયછે. )

વસુદેવ—( સાશ્ચર્ય ) દેવિ ! કાંઇજ બાજુંજ સંભળાયછે.

દેવકી—હા ! મારા ભાઇ કંસનું કાંઇ અનિષ્ટ સંભળાયછે. ( એમ કહી મૂર્છા ખાઇ પડી જાયછે )

દુર્મુખ—( સ્વગત ) હા ! મહારાજ કંસને શ્રીકૃષ્ણે યમપુરીમાં મોકલ્યા. માટે હવે આંહીથી હરિણની પેઠે ભાગવું એજ ઉચિત છે. નહિ-તો મહારાજનો કિંકર ગણીને મને પણ શ્રીકૃષ્ણ યમપુરીમાં મો-કલશે ( એમ કહી ભાગી જાયછે )

વસુદેવ—પ્રિયે દેવકી ! ધીરજધર ધીરજધર "ભવિતવ્યતા બલવતી છે" એ તારાથી અજાણ્યું નથી.

દેવકી—( સંજ્ઞા પામીને ) પ્રાણનાથ ! એ બધું જાણુંછું. તથાપિ "ભ્રાતૃ વાત્સલ્ય" મને પીડા કરેછે.

શાર્દૂલવિક્રીડિત.

ભાઇ કંસ ? મહીમહેંદ્ર મુકુટાલંકારરત્નાવળી,
સદીપાવળીથી હમેશ પગને, જેને થતી આરતી ;
અસારે તજી રાજપાટ સઘળા સ્નેહી સગાંને અરે,
ક્યાં ચાલ્યો તુજના વિના રહી હવે આ દેવકી શું કરે ?

( એમ કહી પડી જાયછે. )

વસુદેવ—( સ્વગત ) અહો દેવકીનું ભ્રાતૃ વાત્સલ્ય ! ( પ્રકાશ ) દેવકી ! હવે વિલાપ બંધ કર અને યમપુરના અતિથિ થયેલા મહા-રાજની આ રાણીઓની આશ્વાસના કર.

અસ્તિપ્રાપ્તિ—( સાંભળીને ) અહો શું બનેવી વસુદેવ અને પૂજ્ય દેવકી આંહી આવેછે? હા ! આ દેખી શકાશે નહિ. ભાઇના શોકથી

તપેલાં આર્યા દેવકીની કેમ આશ્વાસના કરી શકીશું ? ( એમ કહી મૂર્છા ખાઇ પડી જાયછે. )

**દેવકી**—વત્સે અસ્તિ ! વત્સે પ્રાપ્તિ ! ધીરજધરો ધીરજ ધરો. નિયતિનો નિયગ દુર્લંધ્ય છે. રોવાથી, માથાં પછાડવાથી કે હજારો વિલાપ કરવાથી પણ મૃત્યુ પામેલા પ્રાણીને માણસો ફરીને દેખતાં નથી એ લોકપ્રસિદ્ધ છે.

**વસુદેવ**—પુત્રીઓ ! અતિ રૂદન કરવું બંધ કરો વિપત્તિમાં આર્ય કુલીન કામિનીઓએ ધીરજ રાખવી જોઇએ એ કાંઇ તમારૂં અજાણ્યું નથી.

**અસ્તિપ્રાપ્તિ**--આર્યે દેવકી ! આર્ય વસુદેવ ! અસ્તિ-પ્રાપ્તિના પ્રણાગનો સ્વીકાર કરો. આપને અમારા પ્રાણનાથ મહારાજ કંસે આપેલાં તે તે કષ્ટોથી આપને મોઢું દેખાડવા પણ અમે સમર્થ નથી.

**દેવકી-વસુદેવ**—પુત્રિઓ ! એ વિષયમાં કદિપણ ચિત્તમાં કાંઇ વિચાર કરવો નહિ પ્રાચીન પ્રજ્ઞાવાન મહાત્માઓના નિશ્ચયને સાંભળો.

### ઉપજાતિ.

ન દુ:ખ કિંવા સુખ કોઇ દેછે.
આપે મણે અન્ય કુબુદ્ધિ એ છે ;

તેથી અમારાં કૃત્યોએજ અમોને દુ:ખ આપેલું છે કાંઇ મહારાજાએ આપ્યું નથી. માટે તે વિચારને છોડી દઇને મહારાજનાં પારલૌકિક કૃત્યો કરવાને તત્પર થાઓ.

**અસ્તિપ્રાપ્તિ**—જેવી આર્યની આજ્ઞા. ( એમ કહી નિકળી જાયછે. )

**વસુદેવ**—મહારાજા કંસની પટરાણીઓ ગઇ. હા ! તેઓની વિધવા-

વસ્થા જોવાનું દુઃખ મને બહુ લાગેછે

**દેવકી**—એમજ. નાથ! જે પ્રથમ સર્વ શૂરસેન દેશનાં નાથપણાંને ભોગવીને અત્યારે અનાથપણાને ભોગવશે તેથી વધારે બીજું શું દુઃખ છે?

**વસુદેવ**—પ્રિયે દેવકી! મારી આંખ હવે સકલ લોકની દૃષ્ટિના સુધાંજનરૂપ શ્રીકૃષ્ણને તથા બલભદ્રને જોવાની ઉત્કંઠા રાખેછે.

**દેવકી**—પ્રાણનાથ! મારૂં મન પણ તેઓને કાંઇ કહેવાને ઇચ્છેછે.

**વસુદેવ**—શું કહેવાને ઇચ્છેછે?

**દેવકી**—જન્મથી દુઃખી પરમપવિત્ર આર્ય ઉગ્રસેનને બંધનમાંથી છોડી રાજ્યાસન ઉપર તેનો અભિષેક કરવો.

**વસુદેવ**—સારૂં દેવિ! સારૂં. એટલુંજ કહેવાનું છે કે બીજું કાંઇ તમારે કહેવાનું છે?

**દેવકી**—બીજું પણ કાંઇ કહેવાનું છે.

**વસુદેવ**—તે શું?

**દેવકી**—નાથ! દીન અને અનાથ અસ્તિ તથા પ્રાપ્તિનો મનોરથ પૂરવો એમ કહેવાનું છે.

**વસુદેવ**—શ્રીકૃષ્ણ અને બલભદ્રની માતાને તેની દયાર્દ્રતા શોભેછે.

(ત્યાપછી બંધનમુક્ત ઉગ્રસેનસાથે શ્રીકૃષ્ણ અને બલભદ્ર પ્રવેશ કરેછે.)

**શ્રીકૃષ્ણ**—આર્ય! આ આર્ય ઉગ્રસેનને બેડીમાંથી મુક્ત કર્યા, હવે માતપિતાને બંધનમાંથી મુક્ત કરીએ.

**બલભદ્ર**—એમજ, એ આપણું કર્તવ્ય છે.

**ઉગ્રસેન**—પુત્રો! હજુસુધી તેઓને છોડયાં નથી? ચાલો મલ્લમંડપમાંથી જવાને રસ્તેથી કારાગૃહમાં જઇએ.

**શ્રીકૃષ્ણ અને બલભદ્ર**—જેવી આર્યચરણની આજ્ઞા. (એમ કહી ચા-

લવા માંડે છે.)

ઉગ્રસેન—(મલ્લગંડામાંજ તેઓને જોઇ સહર્ષ.) પુત્રો! જુઓ.

અનુષ્ટુપ્.

મૂર્તિમાન ખરાં બીજાં, શ્રદ્ધા ધર્મ સમાન જે;
તમારાં પૂજ્ય આ આંહી, દેવકી વસુદેવ છે.

શ્રીકૃષ્ણ અને બલભદ્ર—(હર્ષાશ્રુ સહિત)

દ્રુતવિલંબિત.

સુકરુણાયુત માત અને પિતા,
પ્રબલ પુણ્ય વડે વરસો જતાં;
સુદિન આજ ગણાય મહેશ્વરી,
શિવસમાં નિરખ્યા નજરે કરી.

દેવકી અને વસુદેવ—(હર્ષ, આશ્ચર્ય અને વિસ્મયથી સ્તબ્ધની પેઠે ઉભાં રહે છે)

ઉગ્રસેન—વત્સ વસુદેવ! વત્સે દેવકી!

ઉપજાતિ.

સ્વરૂપધારી શિવના પ્રસાદ,
સુભાગ્ય કલ્પદ્રુમ છે અબાદ;
ચિંતામણિ સુંદર શ્વેત-કૃષ્ણ,
પુત્રો તમારા અહિં રામકૃષ્ણ.

દેવકી અને વસુદેવ—(આનંદાશ્રુ પાડી બન્નેને આલિંગન કરી સ્વગત)

અનુષ્ટુપ્.

બાલ કલ્પલતા જાલ, છાયાતલ નિષેવવું;
સુધાસિંધુવિષે સ્નાન, પુત્રાલિંગન માનવું.

(પ્રકાશ) આર્ય મુરબ્બી ! આપનાં પુણ્યનો અને આશીર્વાદનો આ પ્રભાવ છે કે જેથી રામ અને કૃષ્ણને અમો અત્યારે કુશળ દેખીએ છીએ.

**ઉગ્રસેન**—તમોએ પ્રાણથી પણ અધિક રક્ષણ કરેલી ગોરક્ષાનોજ એ પ્રભાવ જાણવો.

**શ્રીકૃષ્ણ અને બલભદ્ર**—(માત પિતાના પગમાં બેડી જોઇને સખેદ) અહો માત પિતા ! અમોને ધિક્કાર છે કે જેને માટે આપે આવાં દુઃસહ દુઃખો વેઠયાં, અરે કોણ છે આંહી ? કાપી નાખો આ બેડીને.

**વસુદેવ**—વત્સ ! હમણા બેડી તોડવી યોગ્ય નથી.

**શ્રીકૃષ્ણ**—કેમ ?

**વસુદેવ**—વત્સ ! પ્રથમ કંસે બાંધેલી દશહજાર ગાયોને છોડો, પછી અમને છોડજો.

**શ્રીકૃષ્ણ અને બલભદ્ર**—એ વાત અમને બહુ પ્રિય છે. યદુવંશ મુક્તા મણિરૂપ આપ માત તાતને એમજ શોભે છે. ભલે એમ કરીએ અરે કોણ છે ? મહારાજ ઉગ્રસેનની આજ્ઞાથી કંસે બાંધેલી દશ હજાર ગાયોને છોડી દો.

**દેવકી અને વસુદેવ**—પુત્રો ! કેવલ તે ગાયોને છોડવાને અમો નથી ઇચ્છતાં પણ સર્વ ગાયોને શણગારીને નાના ગોત્રવાળા ઉત્તમ સુપાત્ર બ્રાહ્મણોને દેવાને ઇચ્છીએ છીએ.

**શ્રીકૃષ્ણ અને બલભદ્ર**—જેવી આપની ઇચ્છા હોય તેવી રીતે કરવા તૈયાર છીએ.

**ઉગ્રસેન**—પુત્રો ! એ બહુ સારૂં ધારેલ છે.

**વસુદેવ અને દેવકી**—અત્યારે શ્રીયમુનાને કાંઠે જઇને સુપાત્ર બ્રાહ્મણોને ઉપસ્કર સહિત તે ગાયોને આપીએ.

**શ્રીકૃષ્ણ અને બલભદ્ર**--અહો માતા પિતા ! આ તરફ પધારો. ( એમ કહી તેઓના હાથ ઝાલી નિકળી જાય છે. )

**ઉગ્રસેન**—બન્ને પુત્રો દેવકી વસુદેવ સાથે શ્રીયમુનાકાંઠે ગયા, હવે હું પણ સર્વ ગાયોને સોનાનાં શિંગડાં, સોનાની સાંકળ અને સોનાનાં ઝાંઝર સહિત તથા વાછડાંઓ સહિત ત્યાં મોકલાવું ( એમ કહી નિકળી જાયછે. )

( ત્યાર પછી સરસ્વતી અને ભારતભૂમિ પ્રવેશ કરે છે. )

**સરસ્વતી**—વત્સે ભારતભૂમિ ! વધાવી છો. ઘણે દિવસે તારો મનોરથ સફલ થયોછે.

**ભારતભૂમિ**—માતાજી ! એ આપનોજ પ્રભાવછે. જો પરમ પૂજ્ય આપે પ્રણતજનોના પારિજાતરૂપ પરમેશ્વરને પ્રાર્થના ન કરી હોત તો આવો સારો દિવસ કદી ન આવત એ નિર્વિવાદ છે.

**સરસ્વતી**—પુત્રિ ! હવે પછી તારી શી ઇચ્છા છે ?

**ભારતભૂમિ**—માતાજી તે સમયે પુત્ર મરણનાં દુઃખથી દુઃખી પુત્રી દેવકીની દીનમાં દીન મુખમુદ્રા હજુ મારી નજર પાસેથી ખસતી નથી. માટે હવે અત્યારે શ્રીકૃષ્ણનાં મુખચંદ્રનાં દર્શનથી થયેલ અનન્ય સામાન્ય સુખના સમુદ્રમાં નિમગ્ન થએલ દેવકીને જોવા ઇચ્છુંછું.

**સરસ્વતી**—પુત્રિ ! દેવકી તો અત્યારે શ્રીકાલિંદીના તટઉપર પોતાના પતિસહિત બ્રાહ્મણોને ગાયોનાં દાન કરે છે. એમ મેં ગંધર્વને મોઢેથી સાંભળ્યું છે.

**ભારતભૂમિ**—માતાજી ! ત્યારે ત્યાં જઇને દેવકીનાં મુખદર્શનનું સુખ લઇએ.

**સરસ્વતી**—પુત્રિ ! ચાલો તેમ કરીએ. ( એમ કહી થોડીવાર ફરી પાછાં

આગળ જોઇને) પુત્રિ! તું વધાવી છો વધાવી છો!

શાર્દૂલવિક્રીડિત.

જો આ શ્રીવસુદેવ ઉન્નત મને ગોભૂહિરણ્યો નકી,
આપે બ્રાહ્મણને, સુપૂજન કરે તે સર્વનું દેવકી;
શ્રદ્ધાથી વળી રામ કૃષ્ણ સહુનાં ધોઇ પગો હાથથી,
તે પાદોદકને સ્વમસ્તકપરે ધારે ઘણા ભાવથી.

**ભારતભૂમિ**—આપણી આંખોનાં અહોભાગ્ય છે. કે જેણે અત્યારે પ્રણતજન પારિજાતરૂપ શ્રીનંદનંદનનાં દર્શન કર્યાં. માટે ચાલો તેની પાસે જાઇએ.

**સરસ્વતી**—જેવી પુત્રીની ઇચ્છા. (એમ કહી આગળ જઇને) વત્સે દેવકી! વત્સ વસુદેવ! તમારૂં કુશલ છે? કોઇ વખત પરિચિત. આ માણસને સંભારોછો?

**વસુદેવ અને દેવકી**—(સહર્ષ ઉભાં થઇને) દેવી! તમોને નમન કરીએ છીએ. આપ બન્ને ભગવતીનાં દર્શનથી અમો અત્યારે કૃતાર્થ થયાં છીએ. અગ્યાર વર્ષ પહેલાં આપનું દર્શન થયું હતું. આજે આવો સારો દિવસ આપની કૃપાથીજ અમોને મળ્યોછે. (એમ કહેતાં પ્રણામ કરેછે.)

**સરસ્વતી**—પુત્ર! તે ગોરક્ષાનોજ પ્રભાવ છે.

**ભારતભૂમિ**—ભગવતી સરસ્વતી સત્ય કહેછે.

**શ્રીકૃષ્ણ અને બલભદ્ર**—માતાજી! અમે પ્રણામ કરીએ છીએ.

**સરસ્વતી અને ભારતભૂમિ**—એતો ઉલટું થાયછે. કેમકે સર્વને વંદવા યોગ્ય આપ બન્ને ભાઇઓ છો. વળી અમારી બન્નેની પ્રાર્થનાથી બહુ બહુ અતિ દુઃખોને અનુભવી આ ગોરક્ષાને આપેજ પુનરૂજ્જીવિત કરેલી છે.

ગોરક્ષા—( પ્રવેશ કરીને ) ભગવતી ભારતી અને ભારતભૂમિ સત્ય કહેછે.

શાર્દૂલવિક્રીડિત.

જે હું નિષ્ઠુરચિત્ત પામર જને પીડા ઘણી પામતી,
નિંદાનાં વચનો સદૈવ શુણુતી દુઃખી અતિશે થતી ;
જાણે જીવ વિનાની દુર્બલ અને દીના બનેલી ખરી,
છાની સજ્જનચિત્તમાં રહી, તમે તે આજ પુષ્ટા કરી.

( એમ કહી શ્રીકૃષ્ણના ચરણકમલમાં દંડવત્પ્રણામ કરેછે. )

શ્રીકૃષ્ણ— શાર્દૂલવિક્રીડિત.

જેની પૂર્ણ દયાથી વત્સ બકને જીત્યો વળી કેશિને,
દાવાગ્નિ વળી શંખચૂડ કરીને જીત્યા બધા મલ્લને ;
જે ઉન્મત્ત હજાર હાથી સરખો જીત્યો જતે કંસને,
ગોરક્ષા સુખ આપજો ભગવતી આ વિશ્વમાં સર્વને.

( એમ કહી શ્રીકૃષ્ણ અને બલભદ્ર પ્રણામ કરેછે. )

ગોરક્ષા—અહો ભગવન્ ! આ વિપરીત કહેવાય. તોપણ લોકસંગ્રહાર્થે આપ બન્ને આમ કરોછો તો કહુંછું કે આપ બન્નેનો હમેશાં અભ્યુદય થાઓ.

દેવકી અને વસુદેવ—અહો ! સાક્ષાત્ ભગવતી ગોરક્ષાએ દર્શન આપ્યું તે આપણું મહદ્ભાગ્ય ! ( એમ કહી પ્રણામ કરેછે. )

ગોરક્ષા—પુત્રરૂપ થયેલા પરમેશ્વરથી પરમ સુખની પરંપરાનો અનુભવ કરો.

સરસ્વતી—વત્સે ગોરક્ષે ! તારૂં કુશલ છે ?

ગોરક્ષા—( ઉઠીને ) અહો માતાજી સરસ્વતી ! હું પ્રણામ કરૂંછું. આપની કૃપાથી મારૂં કુશળ છે.

સરસ્વતી—વત્સે ! આ ભારતભૂમિ તારા વિના આ આખા જગતને

શૂન્યજ દેખતી હતી, અને જીવિત છોડવાની ઇચ્છા કરતી હતી.

**ગોરક્ષા**—માતા ભારતભૂમિ! આંહી આવી મને બાથ ભરીને મળો.

( એમ કહી પોતે આનંદાશ્રુસહિત મળેછે. )

**વસુદેવ**—માતા ગોરક્ષા! આ બે દેવીની સાથે આપને શું સંબંધ? તે જાણવા ઇચ્છુંછું.

**ગોરક્ષા**—આર્ય!

અનુષ્ટુપ્.

આ છે શ્રી ભારતી દેવી, આ છે ભારતભૂમિકા;
તેની દયાથી હું જીવી, ગોરક્ષા દીનબાલિકા

**દેવકી અને વસુદેવ**—( સાનંદાશ્ચર્ય ) માતા ભારતિ અને માતા ભારતભૂમિ! પ્રથમ પણ દર્શનદાનથી કૃતાર્થ કરીને અમને આશ્વાસના આપીને ગયેલાં આપ બન્ને ભગવતીએ અત્યારે અગિયાર વર્ષે ફરીને દર્શન આપ્યું તેથી હું એમ જાણુંછું કે આપ બન્ને દેવીએજ અમારૂં કલ્યાણ કરેલ છે.

**સરસ્વતી**—વત્સ! આ તમારા નિર્મલ હૃદયમંદિરમાં રહેલી ગોરક્ષાએજ તમારૂં સર્વ કલ્યાણ કરેલ છે.

**ગોરક્ષા**—મારૂં પણ કલ્યાણ તે બન્નેએ કરેલ છે.

**શ્રીકૃષ્ણ**—અયિ! માતાપિતા! હવે આપના પગમાં બંધન છે તે અમને દુઃખ ઉપજાવેછે. માટે તે બંધન કાપવામાટે અમને આજ્ઞા કરો.

**બલભદ્ર**—શ્રીકૃષ્ણનું કહેવું ખરૂં છે.

**ઉગ્રસેન**—પુત્રો! તમારી વાત સાચી છે.

**વસુદેવ**—પુત્ર! જેજે આપણા પરમ ઉપકારી છે અને જેઓએ આપણાં દુઃખસાથે દુઃખ ભોગવ્યું છે તેઓને દુઃખથી મુક્ત કરી

પછી મારે બંધનમુક્ત થવું છે.

ગોરક્ષા—આર્ય વસુદેવની કૃતજ્ઞતાવાળી બુદ્ધિને ધન્ય છે.

સરસ્વતી—વસુદેવ ! યદુવંશભૂષણરૂપ તમારૂં આ આચરણ ભૂષણરૂપ છે.

ભારતભૂમિ—આર્ય ! આપના જેવા નરરત્નોથીજ હું રત્નગર્ભા કહેવાઉં છું.

શ્રીકૃષ્ણ અને બલભદ્ર—પિતાજી ! કહો કોણ કોણ આપણા પરમ ઉપકારક છે તેઓનું આનૃણ્ય પ્રથમ પામવું જોઇયે.

વસુદેવ—આ આર્ય ઉગ્રસેનજી, જેમણે આપણેસારૂ રાજ્યભ્રષ્ટપણું, તથા કેદમાં રહેવાનું દુઃખ ભોગવ્યુંછે, તેઓને ફરીને રાજ્યાભિષેક કરી રાજ્યાસને બેસાડવા.

શ્રીકૃષ્ણ—આ આપની આજ્ઞા કરીજ છે એમ જાણો. હવે બીજું ફરમાવો.

વસુદેવ—મારા બહિશ્ચર પ્રાણરૂપ, પરમમિત્ર, બીજું હૃદય હોય તેવા નંદગોપ આપણા પરમ ઉપકારી છે માટે તેમનો બદલો વાળવો જોઇએ. ( ત્યારપછી સર્વ ગોપસહિત નંદ પ્રવેશ કરેછે. )

નંદ—અહો ! મારા મૂર્તિમાન હૃદયરૂપ મિત્ર વસુદેવને આજે મળીશ, તેથી સોનાનો સૂર્ય ઉગ્યોછે ( જરા આગળ જઈને ) અહો ! દેવકી અને રામકૃષ્ણસહિત વસુદેવ આંહીજ બેઠાછે. ઠીક હું સાંભળું કે શો પ્રસંગ ચાલેછે ? ( એમ કહીને થોડે છેટે ઉભા રહેછે. )

શ્રીકૃષ્ણ—અયિ પિતાજી ! અમારો નિશ્ચય સાંભળો.

વસુદેવ—સાંભળુંછું.

શ્રીકૃષ્ણ— અનુષ્ટુપ્.

જન્મદાયિ તમે માત, તાત છો વાત તે ખરી ;

પણ પાળક છે તાત, માત નંદવ્રજેશ્વરી.
તેઓને કેમ ભૂલશું !

**બલભદ્ર**—યાવજ્જીવિત એ માતાપિતાનો ઉપકાર ભૂલાય તેમ નથી.

**નંદ**—( સ્વગત ) બલભદ્રને તો એમ બોલવું યોગ્ય છે પરંતુ શ્રીકૃષ્ણનાં એ વચનો મને મોહ ઉપજાવેછે.

**વસુદેવ**—તેથી તેઓપણ યાવજ્જીવિત અમારી પેઠેજ તમારાથી પુત્ર-સુખને ભોગવો એવી મારી પ્રાર્થના છે.

**નંદ**— ઉપજાતિ.

છો ધન્ય છો ધન્ય સુમિત્રરત્ન, શ્રીશૂરસેનાત્મજ! પુણ્યપુંજે ;
દેખું તમોને જય પુત્રયુક્ત, સમસ્ત શત્રુંજનથી વિયુક્ત.

**વસુદેવ**—પ્રિયમિત્ર! સ્મરણ કરતાંજ આવ્યા તેથી દીર્ઘાયુષી છો. (એમ કહી ગાઢ આલિંગન કરેછે. )

અનુષ્ટુપ્.

ગંદારમકરંદોનાં, બિંદુ છંટાય અંગને ;
કિંવા પીયૂષલહરી, લાગેછે અંગમાં મને.

( એમ કહી બન્ને હર્ષાશ્રુ પાડતા ઉભા રહેછે )

**શ્રીકૃષ્ણ**—યાવજ્જીવિત ઉપકાર ભૂલાય નહિ એવાં આપ અમારાં માતાપિતા છો.

**બલભદ્ર**—શ્રીકૃષ્ણ ખરૂં કહેછે.

**નંદ**—તમારૂં ગંભીર વચન મને ભમાવેછે. શું આમ કહીને તમારૂં મન મને છોડવા ઇચ્છેછે ? ( એમ કહી રૂદન કરેછે. )

**શ્રીકૃષ્ણ અને બલભદ્ર**—આર્ય ! નહિ નહિ સ્વપ્નમાં પણ એ શંકા ન કરવી.

**વસુદેવ**—આપનાજ આ બન્ને પુત્રો છે. અમે તો જન્મ આપનરા

ગાત્ર છીએ.

ગોરક્ષા—આર્ય શ્રીકૃષ્ણ! બલભદ્ર! અનેક ગોપીઓસંગે અનેકરૂપે રાસક્રીડા કરનાર અથવા બ્રહ્માથી સ્તંબપર્યંત સર્વ ચરાચર પ્રાણિઓની અંદર અને બહાર ચારે તરફ પ્રકાશતા આપને વસુદેવ અને નંદને ઘેર પુત્રસુખ આપવું તે શો શ્રમ આપનાર છે?

શ્રીકૃષ્ણ—ગોરક્ષે! તમારૂં વચન હું સ્વીકારૂંછું તેથી તે બન્નેના ઘરમાં નિવાસ કરીને તે બન્નેના ચિત્તને સંતોષ ઉપજાવીશ.

બલભદ્ર—ગોરક્ષે! શ્રીકૃષ્ણે અનુસરેલી સરણીએ હું પણ અનુસરીશ.

નંદ અને વસુદેવ—આ પરમ અનુગ્રહ કર્યો.

ગોરક્ષા—તેથી તમારો હું ઉપકાર માનુંછું.

શ્રીકૃષ્ણ અને બલભદ્ર—માન્ય માતાપિતાજી! હવે પછી આપની શી આજ્ઞા છે?

દેવકી અને વસુદેવ—(આંખમાંથી અશ્રુ પાડતાં) પુત્રો! તમને જોઇને, ગાયના પ્રાણ બચાવવા માટે મરેલા (કંસે મારેલા) તમારા છ સહોદર મોટા ભાઇઓનું અત્યારે અમોને સ્મરણ થાયછે, અને તેઓને જોવાને અમારી આંખો ઇચ્છા રાખેછે.

શ્રીકૃષ્ણ અને બલભદ્ર—જો માતાપિતાની એવી ઇચ્છા છે તો આ શ્રીગોરક્ષાચિંતામણિ પાસેજ છે.

અનુષ્ટુપ્.

પૈસા અને પ્રાણથી એ, ગોરક્ષા હોય જો પ્રિય ;
તો અમારા છએ ભાયો, જીવીને આંહિ આવજો.

(એમ કહી ગોરક્ષાને પ્રણામ કરેછે.)

કીર્તિમાનઆદિ છએ ભાઇઓ—(આકાશમાર્ગથી ઉતરીને) ઘણેકાળે આજ માતાપિતાના ચરણકમલનાં દર્શન થાયછે. (એમ

કહી માતપિતાના પગમાં પડેછે.)

**દેવકી અને વસુદેવ**—( હર્ષાશ્રુસહિત સર્વનું આલિંગન કરી ) પુત્રો! ભગવતી ગોરક્ષાને પ્રણામ કરો કે જેના પ્રતાપથી તમોને આજ જીવતા દીઠાછે.

**કીર્ત્તિમાન્ આદિ છએ ભાઈઓ**—પોતાના ભક્તજનોનું રક્ષણ કરવાની દીક્ષામાં ચતુર ભગવતી ગોરક્ષાને નમન કરીએ છીએ. ( એમ કહી પ્રણામ કરેછે. )

**ગોરક્ષા**—પુત્રો! ચિરંજીવ રહો, ચિરંજીવ રહો. તમારા નાના ભાઇના બન્ને હાથરૂપ કલ્પતરૂની છાયાથી તાપરહિત તમો ચિરંજીવ રહો. વળી ગોરક્ષાની પણ રક્ષામાં ચતુર તમારા ભાઇઓનેજ પ્રણામ કરો.

**સર્વેભાઈઓ**—( શ્રીકૃષ્ણની પાસે જાયછે. )

**શ્રીકૃષ્ણ અને બલભદ્ર**—( પ્રેમથી આલિંગન કરેછે. )

**સરસ્વતી**—અહો કલ્યાણપરંપરા! ધન્ય છે.

**ભારતભૂમિ**—વિજયવતી ગોરક્ષાનો અભ્યુદય થયે શું દુર્લભ છે?

**શ્રીકૃષ્ણ**—માતાપિતા! હવે પગની સાંકળ કાપવામાં કાંઇ વિલંબ છે?

**દેવકી**—પુત્રો! મારા ભાઈ કંસની આ બે રાણીઓ પોતાના પ્રાણનાથના મરણથી દુઃખિત થયેલ છે તેથી તેઓનો મનોરથ પૂરવોછે.

**શ્રીકૃષ્ણ**—માતાજી! આપની આજ્ઞાથી અત્યારે કોઇને કાંઇ ન અપાય એવું નથી તેથી મારી મામીઓ ખુશીથી જે ઇચ્છા હોય તે માગે.

**અસ્તિ અને પ્રાપ્તિ**—( પ્રવેશ કરી હાથ જોડીને ) ભદ્રમુખ ભાગિનેય! કેશિ આદિ દુષ્ટજનોના સંસર્ગથી, પાતકસમૂહરૂપ અંધકારે અંધ થયેલા અમારા પ્રાણનાથે જે જે પાપો કરેલાં છે તે સર્વ પાપથી અમારા પતિ મુક્ત થાઓ એ માગીએ છીએ. (એમ

કહી આંખમાં અશ્રુ લાવી પ્રણામ કરેછે. )

શ્રીકૃષ્ણ—મામીઓ ! તમારૂં અજાણ્યું નથી કે આ કરાલ કલિકાળમાં એક ગોરક્ષાજ સર્વ કામનાઓને પૂરનારી છે, તેથી તમે તે ગોરક્ષાનો અભ્યુદય કરનાર કાંઇ પણ કાર્ય કરો.

અસ્તિ અને પ્રાપ્તિ— વસંતતિલકા.

જે છે સુવર્ણનિધિ કંસતણા ભરેલ,
માણિક્ય મૌક્તિક સુરત્ન અમે ધરેલ ;
તે સર્વ પોષણ થવા દ્વિજધેનુસારૂ,
સર્વસ્વ અર્પણ અમે કરીએ અમારૂં.

( એમ કહી શ્રીકૃષ્ણના ચરણકમલમા જલ મુકેછે. )

નેપથ્યમાં— ઉપજાતિ.

શ્રીકૃષ્ણ ! ગોપાલનબદ્ધબુદ્ધે, દયાંબુધે ! હું તમને નમુછું ;
ગોબ્રાહ્મણો ને તમ સત્કૃપાથી, વૈકુંઠમાં જાઉં વિમાન આથી.

સર્વ—( આશ્ચર્યસહિત ) અહો ! કંસના જેવોજ મેઘગંભીર શબ્દ સંભળાય છે. ( એમ કહી ચારેતરફ જુવેછે. )

કંસ—( વિમાનમાં બેસીને )

મંદાક્રાંતા.

ક્યાં હું પાપી નિરવધિ મહાપાતકોથી ભરેલ,
ક્યાં વિષ્ણુનું અનુપમ અહો સ્થાન પુણ્યે પમાતું ;
તે હું પામ્યો અતુલ સુખને આપતું એ પ્રતાપ,
ગાયો વિપ્રો વળી તમતણો હું તમોને નમુંછું.

( એમ કહી આકાશમાર્ગે ચાલ્યો જાયછે. )

સર્વ—( આનંદસહિત જુવેછે. )

અસ્તિ અને પ્રાપ્તિ—ભગવન્ ! મોટો અનુગ્રહ કર્યો.

દેવકી અને વસુદેવ—પુત્રો ! (એમ અર્ધું બોલતાં) શ્રી પરમેશ્વર ! (એમ કહેતાં)૦

શ્રીકૃષ્ણ અને બલભદ્ર—માન્ય માતાપિતાજી ! આપના મુખકમલમાં પ્રથમ કહેલું છે તેજ સંબોધન શોભેછે. માટે તેમજ બોલવું.

દેવકી અને વસુદેવ— અનુષ્ટુપ્.

હવે આ પગની કાપો, શૃંખલા અતિદુ:ખદા ;
કર્યાં કૃતાર્થ પુત્રોએ, અમે પૂર્ણમનોરથ.

શ્રીકૃષ્ણ અને બલભદ્ર—(સહર્ષ ઉભા થઇને પોતાને હાથેજ તે સાંકળોને કાપી નાખેછે.)

સરસ્વતી—પુત્રિ ગોરક્ષે ! અને પુત્રિ ભારતભૂમિકે !

શાર્દૂલવિક્રીડિત.

જેણે આજ કર્યું સમસ્ત જગમાં નિષ્કંટ આ રાજ્યને,
મારી શત્રુ સમસ્તને ખુશી કર્યાં ગોવિપ્ર ને સંતને ;
ગોરક્ષાપર આજ આદર ધરે સર્વે દયા છે ઘણી,
તે પામો જગમાં સદા વિજયને ગોપાલચિંતામણિ.

માટે સર્વે પોતપોતાનું જે ઇચ્છિત હોય તે માગીલ્યો.

દ્રુતવિલંબિત.

ગોરક્ષા— પ્રણતપાળ કૃપાળુશિરોમણિ,
સ્થિતિ કરો અતિ નિર્ભય હું તણી ;
નહિ બનું ફરી જ્યાં જગના પિતા,
પરમદુ:ખવતી ખલપીડિતા.

શ્રીકૃષ્ણ—ગોરક્ષે ! આ સર્વ ભારતભૂમિ, તેમાં પણ તેના નિવાસી ચાર વર્ણનાં મનુષ્યોનાં હૃદય, તે ચારે વર્ણમાં પણ યદુવંશી અમારા વંશજોનાં હૃદય જ્યાંસુધી સૂર્ય ચંદ્ર રહે ત્યાંસુધી તારી નિ-

ભય નિવાસભૂમિ થશે. જેઓ " ગોબ્રાહ્મણપાલક " એવું અનન્ય સામાન્ય બિરૂદને ધારણ કરનારા છે તે તને કદી પણ પ્રાણનો નાશ થતાં પણ પોતાના હૃદયથી બાહાર કાઢશે નહિ.

**ગોરક્ષા**—પરમ અનુગ્રહ કર્યો. ( એમ કહી પ્રણામ કરેછે. )

**સરસ્વતી**—વત્સે ભારતભૂમિકે! તારૂં શું વધારે પ્રિય કરૂં?

**ભારતભૂમિ**—માતાજી! આથી વધારે મારૂં પ્રિય શું હોય? કેમકે—

**શાર્દૂલવિક્રીડિત.**

ગોરક્ષા સુખમાં રહી મુજવિષે ગોપાલચિંતામણિ,
પામ્યા પૂર્ણ અહો મહોદય બની ગોભાકત લોકોતણી;
પામ્યા શત્રુ વિનાશ ગોદ્વિજતણા મુક્તિ મળી કંસને,
માતા તાતતણા મનોરથ થયા તેથી ખુશી છે મને.

તોપણ આ પ્રમાણે થાઓ.

રાજાઓ સુખમાં રહો જગતમાં ગોવિપ્રને પાળતા,
વિપ્ર ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર સુખમાં રેજો સ્વધર્મી થતા;
સદ્બોધપ્રદ કલ્પના સુકવિની થાજો પ્રસિદ્ધિ ઘણી,
રાખો સર્વ મનુષ્યના પર દયા ગોપાલચિંતામણિ.

( એમ કહી સર્વે નિકળી જાયછે. )

**સંપૂર્ણ.**

**વસંતતિલકા.**

માહેશભટ્ટ સુત, કેશવધર્મપુત્ર,
શ્રીચંદ્રચૂડચરણાંબુજલુબ્ધચિત્ત;
થાજો કૃતિ મુજ જટાશિવ મિત્રની જે,
ગૌરી ગિરીશ ચરણે કુસુમાંજલી તે.

આ મેં રચેલ કૃતિથી પ્રણતપ્રિય શ્રી-
શૈલાધિરાજતનયાપતિ તુષ્ટ થાજો ;
દૃષ્ટિ દયાની મુજનાપર તે હમેશ,
શ્રી કેશવેશ્વર અને કરજો મહેશ.

અનુષ્ટુપ્.

પંચાવનતણી સાલે, ચૈત્રના શુકલપક્ષમાં ;
નવમી બુધવારે આ, પૂર્ણ સો ઓગણીશમાં.

श्रीप्रेमान्वितशंकरस्य तनयः प्राणादिमः शंकरः ।
झंडुभट्ट इति प्रसिद्धभिषजः शिष्योऽहिछत्राद्द्विजः ॥
तेन श्रीगुरुशंभुलालसुकवेर्निर्मातुराज्ञाभृता ।
गोरक्षाभ्युदयाख्यनाटकवरस्याकारि भाषांतरम् ॥



# चंद्रप्रभा चरित्र.

કિંમત માત્ર ૧ રૂપીયો. ટપાલખર્ચ બે આના.

**ગુજરાતી ભાષામાં બાળકથી માંડીને વૃદ્ધો સુધી સ્ત્રીપુરૂ-ષોને સુબોધ આપનારી એક સુંદર રસીલી કથા.**

શાસ્ત્રીજી શીઘ્રકવિ શંકરલાલ ગાહેશ્વરના સંસ્કૃત પુસ્તક ઉપરથી.

આ ચોપડી રાજાથી માંડીને રંકલોકોપર્યંત સ્ત્રીપુરૂષોને બોધ લેવાયોગ્ય રચનાથી ભરેલી છે. પાર્વતીજી પોતાની સખીઓને બોધ આપતાં હોય એ ઢપગાં તે વાર્તા ગોઠવાયેલી છે અને ચંદ્રપ્રભા નામની એક પતિવ્રતા સુલક્ષણી રાજકન્યાનું તેમાં અદ્દભુત વૃત્તાંત છે. એ વૃત્તાંતની અંદર સઘળા વ્યાવહારિક સુધર્મો સાથે વિનય, વિવેક, નીતિ, ધૈર્ય અને સદ્વિદ્યાનું પ્રતિપાદન કર્યું છે. ખુશી થવા જેવું એ છે કે એમાં તજી દેવાના હેતુથી પણ કાળી બાજુનો લેશ પણ ભાગ લીધો નથી, જેથી અંતઃપુરમાં પણ બેધડક એ પુસ્તક શોભા આપનાર થઇ પડે એવું છે. ગમે તેવા ઉદાસ માણસ પણ પોતાની ઉદાસી દુર કરી તેમાં તલ્લીન થઇ જાય એવી તેની વસ્તુસંકલના છે, કે જે વાંચ્યાવિના જાણવામાં આવે તેમ નથી. વાતની ગોઠવણી એક મહાકવિની કથા જેવી છે પરંતુ રસમાં, અભિપ્રાયમાં, અને કારણમાં તે જુદી પડે છે. ન્યાય, નીતિ અને નમ્રતા વિગેરે સદ્દગુણો વિદ્યાની ઉન્નતીસાથે પદે પદે દેખાય છે. એટલામાટે લોકો તેનો લાભ લે એવી અમારી ઇચ્છા છે.

વેદધર્મ સભા.

ભુલેશ્વર—મુંબઇ.

॥ श्रीः ॥

श्रीविद्यारण्यप्रणीत वेदान्तना अप्रतिम प्रकरण ग्रंथ

# श्रीपंचदशी-

## नुं शास्त्री हाथीभाइ कृत गुजराती भाषान्तर.

रोयल ८ पेजी १०० फार्म्सना पुस्तकनी किम्मत टपालखर्चे सहित रू. ४

हवे नकलो बाकी थोडी रही छे माटें मुमुक्षुजनोनें भलामण करिए छइए के पुस्तक मेलववानी इच्छा होय तेमणे विलंबश थवुं नहिं.

पुस्तकनी उत्तमताविषे तो कइं विशेष कहेवानी जरूर नथी केमके समस्त गुजरातना अग्रगण्य महाशयवर्य मन:सुखराम सूर्यराम त्रिपाठी, तत्त्वज्ञवर्य मणिलाल नभुभाई द्विवेदी तथा गुजरात कोलेजना प्रोफेसर आनन्दशङ्कर बापूभाई ध्रुव एओए आ भाषान्तरनी एके अवाजें प्रशंसा करी छे. विशेषमां 'गुजराती' पत्रना अधिपति साक्षरवर्य इच्छाराम सूर्यराम देसाईजीए पण पोतानी पंचदशीनी प्रस्तावनामां आ भाषान्तरने उत्तम कथेलुं छे.

मेनेजर प्रीतमलाल वि. हाथीभाइ,

जामनगर मनोरंजक प्रीन्टिंग प्रेस.

